# સાત સુંદર વાતો.

શ્રીયુત દેવદાસ.

પ્રથમ સંસ્કરણ.

કિંમત આના આઠ.

# સાત સુંદર વાતો.

લેખકઃ—

શ્રીયુત્ દેવદાસ.

પ્રકાશકઃ—

સત્ય જ્ઞાન પ્રચારક કાર્યાલય.

(સંચાલકઃ—કે. બી. સોમૈયા)

મનજી ખેતસી સ્ટ્રીટ,

કરાચી.

પ્રથમ સંસ્કરણ.

સંવત ૧૯૮૫. સને ૧૯૨૯.

કિંમત આના આઠ.

લક્ષમાં રહે કે આ પુસ્તક માંહેની વાર્તાઓમાં આવેલા પત્રોનાં નામો ફકત કલ્પિતજ હોવાથી, તેની સાથે કોઈ પણ જીવિત યા સદગત વ્યકિતને જરાએ લાગતું-વળગતું નથી





મુદ્રણસ્થાન
પારેખ પ્રિન્ટીંગ પ્રેસ
કેમ્પબેલ સ્ટ્રીટ,
કરાંચી.

# -પ્રસ્તાવના.-

જેમ માથાને પાઘડીની જરૂર તેમ પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર. પછી ભલે-નાં'ની યા મોટી, તેનો વાંધો નહિ. પણ લખ્યેજ છુટકો. વાંચક! અહિં પણ એમજ છે.

કલ્પના. તે કલ્પના. અને સત્ય, તે અનુભવ. એટલે, સમાજની અધોગતીનાં આછા દ્રષ્યો ચીતરતી આ માંહેની વાતો ચીતરવામાં કલ્પના-શક્તિનાં તરંગને બદલે સત્યનુંજ પડખું લેવામાં આવ્યું છે. "શેઠનો વિવાહ, એક દ્રષ્ય, લલીતાના લગ્ન, એક પત્ર અને કજોડું" એ વારતાઓ સત્યની સાથે હિંદુસંસારની અધોગતી શું નથી સુચવતી?

"બળવા સમયની એક ઘટના" તે કર્નલ બ્રાઉનની એક કથાનો અનુવાદ છે. અને તે માંહેની વસ્તુ આપોઆપ મળી જતી હોવાથી, તેના વિષે હવે કંઇ વધારે લખવાની જરૂર રહેતી નથી. "પ્રેમચંદશેઠની પત્નિ" એ સ્ત્રી-હઠનું પરિણામ દાખવતી એક સત્ય-યૂક્ત ઘટના છે. સાથે-સાથે, હિંદુઓનાં તીર્થસ્થળની સ્થિતીની પણ નોંધ આપે છે. એ સત્યયુગની કાશી, ત્રેતાની અયોધ્યા, દ્વાપરનું મથુરા અને ગૌતમનાં સમયનું ગયા, હવે નથી. હા, હતું-એક વખતે; પણ હાલ નહિ.

અંતીમમાં, વાંચક પાસેથી આભારસહ એટલુંજ માગી લઇશ કે પુસ્તકની અંદર રહી ગએલી ભૂલો યા ખોડો, સુધારીનેજ વાંચવામાં આવે.

દેવદાસ.

# -અર્પણ-

જે લોકો છેડા વગરની નવલકથાઓ વાંચીને કંટાળ્યા હોય, કપોળ-કલ્પિત પ્રેમલા પ્રેમલીની વાતો સાંભળીને થાકયા હોય, અને સાર વગરની ટુંકી વારતાઓ વાંચીને 'દમ વગરની! નકામી!' ઇત્યાદી વિષેશણો આપી, નાકનું ટોચકું ચડાવીને હેરાન થયા હોય, તેમનેજ આ પુસ્તક અર્પણ હો!

# અનુક્રમ.

# પ્રેમચંદશેઠની પત્નિ.

"સાંભળ્યું?" સરલાએ બુમ પાડી.

પ્રેમચંદશેઠ મૌન રહ્યા.

"લે બા! એ તો સાંભળેજ શાના? ખરચ થાય એટલેજ તો!" સરલા જરા ટકોર કરતાં બોલી.

પ્રેમચંદશેઠ મૌન રહ્યા.

"જુઓ છો, જાણે કેમ સાંભળતાજ ન હોય! કહું છું કે હું તો જવાનીજ" સરલાએ કહ્યું.

પ્રેમચંદશેઠ આરામથી એક પલંગ ઉપર સુતા સુતા હાથમાં "સમાચાર" રાખીને સરલાની વાતો સાંભળ્યે જતા હતા.

"બસ, એ તો પોતાના કામમાંજ પૂરા. અમે તો જાણે કેમ ખડ ખાતા હોઇએ!" સરલા જરા કચવાતા સ્વરે કહેવા લાગી.

"બાર બાર વર્ષે કુંભનો મેળો આવે, અને સંપત્તિ છતાં પણ તે જોવાને જો ન જઇએ તો ધૂળ પડી જીવતરમાં! જોતા નથી પાડોશમાં રહેતી હેમકુંવર પણ ગઇ કાલે તેના પતિની સાથે પ્રયાગ ગઇ? એ તો ગરીબ છે તોય ગયા. લે બા! મારાથી તે કેમ જોવાય? પાડોશણો જાત્રા કરી આવે અને મને મેણા મારે કે 'સરલા! તારો પતિ તો લોભીજ.' ના, બાઇ! મારે તેવા મેણા નથી સાંભળવા. તમે ન આવો તો કંઇ નહિ; હું તો જવાનીજ." સરલા શેઠની નજદીક જતાં કહેવા લાગી.

પ્રેમચંદશેઠ અત્યાર સુધી મૌન રહ્યા હતા; પણ હવે તેમને પ્રત્યુત્તર આપ્યા વિના ચાલે તેમ ન હતું. સરલાએ તેમની નજીક

જઈ હાથમાં ઝાલેલા "સમાચાર" ને દૂર ફેંકી દીધું, અને સ્ત્રી–હઠ કરતી ઉભી રહી.

"હું તો તને કહી ચૂકયો છું કે, હું આવવાનો નથી. જે વાતની હું ના પાડું છું તેને માટે તું હઠ શા માટે પકડે છે? કહું છું કે ત્યાં જવાનો મારો બિલકુલ વિચાર નથી. સમજી?"

"હા, સમજી. નાસ્તિક થઇ ગયા છો, તેથીજ તો ના પાડો છો."

"નાસ્તિક?"

"હા, નાસ્તિક નહિ તો બીજું શું? કુંભનો મેળો; ત્રીવેણીમાં સ્નાન; અને અક્ષયવડનાં દર્શન, એ બધું ભાગ્યમાં હોય તોજ કરોને! પોતે પણ ન જાય અને બીજાને પણ ન જવાદે. બળ્યું, જાણે કેમ એ બધાનો લ્હાવો લેતાં તમને પાપ પડતું હોય? અમારા તે એવા શા ભોગ લાગ્યા કે અમને પણ ન જવાદો?" સરલાએ આંખમાં આંસુ લાવી સ્ત્રી–ચરિત્ર ચલાવતાં કહ્યું.

પ્રેમચંદશેઠ પીગળ્યા. તેમણે જોયું તો સરલાની આંખમાંથી બોર બોર જેવડા આંસુ સરતા હતા. પણ તે શાના? ત્રવેણી–સ્નાનના કે સ્ત્રી–ચરિત્રના? તે પ્રેમચંદશેઠથી ન સમજાયું.

"વારૂ, લઈ ચાલીશ." શેઠે કહ્યું.

સરલા ખુશી થતી ત્યાંથી ચાલી ગઇ. શેઠ એકલા પડયા, અને જવું કે નહિ એ વિચાર કરવા લાગ્યા. ત્રીવેણી–સ્નાન કરવામાં તેઓ પાપ નહોતા સમઝતા, તેમજ નાસ્તિક પણ ન હતા. અતિષય ભીડ અને પ્રયાગના પંડયા એ બેજ કારણોને લીધે ત્યાં જતા તેઓ અચકાતા હતા. પોતાનું ચાલત તો સરલાને ત્યાં જતા એકદમ અટકાવી શકત. પણ સ્ત્રી–હઠ! એટલે ન છૂટકે તેઓ લાચાર બન્યા.

૨

"કેમ ગમંડીલાલ! હમણાં જોવામાંજ નથી આવતો?" ગોર ગમંડીલાલના મિત્ર ભૈજનાથે રસ્તે જતાં પૂછ્યું.

"લે, આ તો "ચોર કોટવાળને દંડે" એ વારી વાત થઈ. જોવામાં તું નથી આવતો કે હું?" ગમડીલાલે સામો પ્રશ્ન પૂછતાં કહ્યું.

"વાહ, ભાઇ વાહ. તહોમત તો ઠીક મૂકે છે. સાળું, આજ ત્રણ ત્રણ દિવસ થયા શોધ્યા કરૂં છું; પણ તારો તો પત્તોજ ક્યાં?" ઐજનાથે કહ્યું.

"ઠીક, હવે જવાદે તે વાતને. કંઇક મુદ્દાની વાત ઉપર આવીએ." ગમંડીલાલે વાતને ટુંકી કરતા કહ્યું.

"કેમ, કંઇ શિકાર–બિકાર છે?" ઐજનાથે પૂછ્યું.

"હા, શિકાર છે પણ બિકાર નથી." ગમંડીલાલે મજાક કરતાં કહ્યું.

"એટલે?"

"એટલે કે એક પુરો માલદાર શિકાર હાથ આવ્યો છે."

"માલદાર?"

"હા, કમતીમાં કમતી રૂપીઆ બે હજાર તો જરૂર મળે એમ છે."

"પણ ત્યારે કામ તો જરૂર જોખમી હશે."

"બીલકુલ નહિ."

"કેમ?"

"ફક્ત બેજ જણ છે. શેઠ અને તેમની પત્નિ.

"વાહ! તેથી શું થયું?"

"અરે! કહું છું કે બીલકુલ સહેલ છે. મેળો આવવાદે; અને પછી જોઇ લે આ ગમંડીલાલનો સપાટો. તેને ઉઠાવી રૂપીઆ બે હજાર પેદા કરૂં તોજ ખરો!"

૩

આજે મેળો છે. સરલાનાં આનંદમાં ખામી નથી. કયારે ગોર આવે અને કયારે ઝટ દર્શન કરવા જઇએ, એજ વિચારમાં તે ઉંચી નીચી થઇ રહી હતી.

એકાદ કલાક પછી ગોર આવ્યો. સરલા તો રાહ જોઇનેજ બેઠેલ હોવાથી તૈયાર હતી. શેઠે કપડા પહેર્યા, અને ત્રીપુટી ઉપડી. રસ્તામાં ભીડની તો વાતજ ન પૂછો. તેમને બજાર સોંસરૂ પસાર થવાનું હતું. ધક્કા ધક્કાંનો પાર ન હતો. ખાનદાન લેખાતા શખ્સો પણ આ ઠેકાણે આડકતરી રીતે ધક્કા મારતાં અચકાતા ન હતા, ત્યારે મવાલીઓનું તો પૂછવુંજ શું ?

મંદીર પાસે ગડદી બેસુમાર હતી. વૃદ્ધ અને વૃદ્ધાઓ તો એ ગડદીમાં કેટલાકનાં પગતળે છૂંદાતા હતા. ન્હાના બાળકોની ચીચયારીઓ નો કંઈ હિસાબ ન હતો. ટુંકમાં, કોઈ કોઇનું ન હતું. ગમંડીલાલે એક ખુણામાં નજર કરી. બૈજનાથ નજરે પડયો. બીજા બે-ત્રણ પંડયા પણ તેની સાથે હતા. નેત્રસંકેત કરી તેઓએ અરસપરસ કંઈક વાર્તાલાપ કર્યો.

દરવાજા નજીક આવતાં પાછળથી માણસોનો એક મોટો હડસેલો આવ્યો. શેઠ છુટા પડી ગયા. સરલા પણ જુદી પડી ગઇ. પણ ગમંડીલાલનાં ગોઠીઆઓ તો તેની પાછળજ હતા. "શેઠ કયાં ? શેઠ કયાં ? "પોતાની પાછળ શેઠને નહિ જોવાથી સરલાએ બ્હાવરી બનતા પૂછ્યું. "અરે! શેઠ તો આગળ મંદીરમાંજ પહોંચી ગયા હશે." બૈજનાથે કહ્યું.

"પણ તમે કોણ છો ?" પોતાની બાજુમાં ગમંડીલાલને પણ નહિ જોતાં સરલાએ ગભરાટથી પૂછ્યું.

"બ્હેન, ગભરાઓ નહિ. તમો ગમંડીલાલને ત્યાં ઉતર્યા છો ને ? બ્હીશો નહિ. તે અમારો મિત્ર થાય છે. અમે તમોને ત્યાંજ પહોંચતા કરીશું. હા, પણ તમો હમણાં ઉતાવળ નહિ કરો. એક બાજુ આવતા રહો. પાછળ ભીડ બહુ છે." એમ કહી બૈજનાથ સરલાનો હાથ ઝાલી મંદીરની એક બાજુ લઇ ગયો.

થોડીક વાર પછી ગમંડીલાલ આવ્યો. તેને જોતાંજ સરલા બોલી ઉઠી, "શેઠ કયાં ?"

"શેઠ? તેમને તો ગડદીમાં વાગ્યું હોવાથી સમિતીનાં માણસો ઘેર લઇ ગયા છે."

"હેં? ત્યારે ઝટ ઘેર ચાલો. મારે દર્શન નથી કરવા." સરલાએ બહેબાકળી બનતા કહ્યું.

કેટલોક રસ્તો વટાવી, એક મકાન આગળ તેઓ આવી પહોંચ્યા.

"સરલા બ્હેન! આપણને આ મકાનમાં જવાનું છે." મકાન આગળ અટકતાં ગમંડીલાલે કહ્યું.

"પણ આ મકાન અમે ઉતર્યા તે નથી. કેમ, ગમંડીલાલ! મને અહિં શા માટે લઈ આવ્યા છો?" સરલાએ સહજ ગભરાતા પૂછયું.

"થાકી ગયા છીએ, તે જરા વિશ્રાંતી લઇને જઇએ."

"નહિ, હું બીલકુલ તે મકાનમાં આવવાની નથી. મને મારા પતિ પાસે લઈ જાવ, નહિતર બૂમો પાડી હું પોલીસને બોલાવીશ." ગમંડીલાલની બાજી સમજી જતાં સરલાએ ધાક બતાવતાં કહ્યું.

"અરે, વાહ! પોલીસને બોલાવશે, એમ કે?"

થયું. કોઇએ હાથ પકડયો તો કોઇએ પગ. એક જણે મોઢામાં ડૂચો માર્યો અને ઉંચકીને મકાનની અંદર લઇ ગયા.

થોડીક વાર પછી એક અબળાની હૃદયભેદક બૂમો તે મકાનમાંથી સંભળાવા લાગી.

દર્શન કરી, મંદીરમાંથી શેઠ બહાર આવ્યા. ગમંડીલાલ અને સરલાની શોધ કરી. પણ તે બંન્નેમાંથી કોઈ પણ નજરે પડયું નહિ. કદાચ તે લોકો વહેલા દર્શન કરીને ઘર તરફ ઉપડી ગયા હશે. એમ સમજી શેઠ ઘેર ગયા. પણ ત્યાં પણ નિરાશા. નહિ સરલા કે નહિ ગમંડીલાલ. શેઠે રાહ જોઇ. પુષ્કળ રાહ જોઇ, આખી રાત્રી રાહ જોઇ; પણ બંન્ને નજરે ન પડયા તે નજ પડયા.

× × × ×

બીજે દિવસે શેઠ દોડાદોડ કરી રહ્યા હતા. ઘડીકમાં તાર ઑફીસ, તો ઘડીકમાં ચાવડી, તો ઘડીકમાં સ્ટેશન. રસ્તામાં અનેક જણોએ પૂછયું, "શેઠ! શું થયું? કોણ ગયું? તમારી ઘરવારી?" પણ શેઠ ઓછાજ જવાબ આપે! પુષ્કળ તપાસ કરી. પાંચ–પચ્ચીસ રૂપીઆ પણ ખરાબ કર્યા, પરંતુ બધું નકામું.

પ્રેમચંદશેઠની પત્નિ ગઇ તે ગઇજ.

# "બળવા" સમયની એક ઘટના.

બળવા પછી અમારે બહુજ સાવધાનતાથી રહેવાનું હતું. નાના વિગ્રહો તો વારંવાર ઉપસ્થિત થતા. ગોરા લોકોનાં જાન-માલને વધારે જોખમ હતો. દેશીઓ તો ગોરા લોકોને જોતાંજ ઝનુન ઉપર આવી જતા, અને પોતામાં બળ હોય કે નહિ, તેનો લેશમાત્ર પણ વિચાર કર્યા વગર હુમલો કરવામાં જરા પણ અચકાતા નહિ; પરિણામે તેઓ પોતાનાં જાનને નુકશાન પહોંચાડતા. અલબત, આથી ગોરા લોકોને પણ ખમવુ પડતું. દેશી લશ્કરની એક ટુકડીનો હું કમાન્ડર હોવાથી મારે અનેક વેળા આવી ધાંધલોમાં હાજર થવું પડતું, અને ઇશ્વર કૃપાથી મને સોંપાયલા કામમાં દરેક વખત જશ મળતો, કારણ કે વેશ બદલવાની કળામાં હું નિપૂણ હોવાથી મારા ઘણા ખરા કાર્યો તે થકીજ પાર પડતા.

સાંઝના ચાર વાગ્યાનો સમય હતો. બપોરની પેરેડ થોડો સમય પહેલાંજ વિખેરવામાં આવી હતી, એટલે ટુકડીનાં માણસો જ્યાં ત્યાં પાંચ-સાતનાં ટોળામાં બેસીને ગપ્પા મારતા હતા. મારો વિશ્વાસુ ચાકર રામપાલ એક ખૂણામાં બેસીને મારા શસ્ત્રો ચીવટથી સાફ કરતો હતો; અને હું પણ એક આરામ ખુરશીમાં થાકયો પાકયો પડયો હતો. ગરમીને લીધે મારો જીવ મુંઝાતો હતો એટલે રામપાલને સાથે લઇ, મેં બહાર જવાનો વિચાર કર્યો.

"રામપાલ!"

"જી. શો હુકમ છે?"

"ચાલ, આપણે જરા શહેરમાં ફરી આવીએ. મારો જીવ મુંઝાય છે." મેં કહ્યું.

"પણ......" રામપાલ આગળ બોલતાં અચકાયો. કારણ કે એક તાજો મામલો હજુ અમારી સન્મુખ તરવરતો હતો. આગલી રાત્રે શહેરમાંથી પસાર થતાં કેટલાક દેશીઓએ અમારા ઉપર હુમલો કરેલો. દેશીઓ લગભગ ત્રીસેકની સંખ્યામાં હતા, જ્યારે અમે ફક્ત નવ જણ હતા. સમય બરોબર કટોકટીનો હતો. મારી રીવોલ્વરે એક પછી એક એમ સાત દેશીઓને જમીન ઉપર ફેંક્યા. કારતુસો ખૂટ્યા. મસાલો ભરવાનો સમય ન હતો; તેમજ મારા અનુયાયીઓ પાસે પણ રીવલ્વરો ન હતી, કે જેથી તેઓ તત્પર રહે. એક જણ છરો હુલ્લાવતો મારા ઉપર ધશ્યો; હું અસાવધ હતો. પણ રામપાલ ચપળ હતો. તત્કાળ તેણે પોતાની લાંબી તલવારથી તેના આગળ વધેલા હાથને ખંભાથી જુદો કરી નાખ્યો. તે વખતે ખરેખર! રામપાલે મને જીવતદાન આપેલું; પણ તે ઘડી ઉપકાર માનવાની ન હતી પરંતુ જાન બચાવવાની હતી. એટલે હું મૌનજ રહ્યો. અમે અમારો બચાવ કરતા કરતા પાછળ હઠતા જતા હતા. આસ્તે આસ્તે અમારામાંથી ત્રણ જણ પડયા; હું મુંઝાયો, બાજુમાં જોયું તો રામપાલ ન હતો. શું કરવું એ મને સુઝયું નહિ, એટલે બાજુના મકાનમાં ઘૂસવાનું યોગ્ય ધાર્યું. પણ અમારી મુસીબત લાંબો વખત રહી નહિ. બે–ચાર કદમો પાછળ હઠયો હશું ત્યાં તો દૂરથી રીવોલ્વરોનાં બહારો સંભળાવા લાગ્યા. દેશીઓ નાઠા, અને જ્યાં ત્યાં વિખરાઇ ગયા. મદદે આવનાર મારી ટુકડીનાં માણસો હતા અને તેમની મોખરે રામપાલ હતો.

એટલે રામપાલ સ્વભાવિક રીતે અચકાય એ બરોબર હતું. કારણ કે શહેરમાં જતાં વળી કદાચ કોઇ નવો મામલો ઉપસ્થિત થાય તો! ઉપરાંત, રામપાલ પોતાના જાન કરતાં મારા જાનને વધારે કિંમતી ગણતો, એટલે તેનો વિચાર બહાર જવાનો ન હતો. તો પણ મારી મક્કમતા આગળ તેનું કંઇ ચાલ્યું નહિ. તે તૈયાર થયો. હું અને રામપાલ બીજા બે અંગરક્ષકોની સાથે બહાર નીકળી પડયા.

શહેરમાં સર્વત્ર શાંતિ હતી. દેશીઓનું ટોળું અમોને જોતાં વિખરોઇ જતું, અને અમે જેવા નજરની બહાર જતા કે પુનઃ એકઠું થતું. થોડેક દૂર જતાં અમે અટક્યા. માણસોનું એક વિશાળ ટોળું એક જગ્યાએ એકઠું થયું હતુ. તપાસ કરતાં જણાયું તો ત્યાં એક "નાચ" હતો અને પ્રેક્ષકો તે જોવાને એક બીજા ઉપર તૂટી પડતા હતા. અગાઉ કોઇ વેળા મેં દેશી નાચ નહિ જોએલ હોવાથી અમે ત્યાં અટક્યા, અને ટોળાની અંદર ઘૂસ્યા. રામપાલ તો મારી પાછળજ રહેતો.

નાચનારીનું નામ દારા હતું. તે એક તેર–ચૌદ વર્ષની બાલીકા હતી. રંગે ગૌર હતી. સ્નાયુઓ ઘાટીલા હતા, અને દેખાવમાં ચપળ હતી. તેનો પોષાક સાદો તેમજ જીર્ણ હોવા છતાં પણ તે ઘણી સુંદર જોવામાં આવતી હતી. એક કદાવર બાંધાનો સારંગીવારો તેની પાછળ ઉભો હતો. તે વારંવાર ક્રૂર દ્રષ્ટિથી તેની તરફ જોયા કરતો હતો અને ક્યારેક ક્યારેક દેશી ભાષામાં તેની તરફ જોઇને કંઇક બબડયા કરતો હતો. બે કલાક સુધી નાચ ચાલ્યા કર્યો. બાલીકા થાકી ગઇ હતી. પ્રસ્વેદનાં બિંદુઓ તેનાં ચહેરા ઉપર તરી આવ્યા હતા, અને પગ પણ લથડતા હતા. દેશી લોકો તો નાચની પાછળ ઘેલા થઇ ગયા હતા. તેઓ વારંવાર પાઈ–પૈસો ફેંકીને નાચનારીને ઉશ્કેરતા હતા અને બીભત્સ શબ્દો દ્વારા પોતાનો આનંદ વ્યક્ત કરતા હતા. નાચ ત્યાર પછી વધારે સમય ન ચાલ્યો. બાલીકા અત્યંત શ્રમને લીધે હાંફતી હતી અને વધુ વખત ઉભી ન રહી શકતા ભોંય ઉપર બેસી ગઇ. પાછળ ઉભેલો સારંગીવાળો આથી ગુસ્સે થયો અને પોતાનાં પહાડી હાથ વતી તેનો ખંભો પકડીને પુનઃ ઉભી કરી. નાચ પાછો શરૂ થયો. દેશીઓ ખુશી થતા જણાયા, પરંતુ મારાથી એ દ્રષ્ય ન જોવાયું. પાંચેક મીનીટ થઇ હશે તેટલામાં તો નાચ ખતમ થયો કારણ કે બાલીકા અશક્તિને લીધે તંમર ખાઇને ભોંય ઉપર ઢળી પડી.

"બસ કરો." મેં અવાજ કર્યો.

મારાથી એ દ્રશ્ય વધુ વખત ન જોવાતાં હું ટોળામાંથી બહાર આવ્યો અને બાલીકાનો હાથ ઝાલી તેને ઉભી કરી.

માણસો વિખરાવા લાગ્યા. ટોળામાં ભંગાણ પડયું. અત્યાર સુધી શાંતિથી ઉભેલો સારંગીવાળો મારી નજીક આવ્યો અને તીરછી નજરથી મારા સામું જોવા લાગ્યો.

"છોકરી! આ સારંગીવાળો કોણ છે?" મે પૂછયું.

"તે મારો બાપ થાય"

"માતા નથી?"

"ના"

"ત્યારે શું તમો નાચ વતીજ તમારૂં ગુજરાન ચલાવો છો?"

"જી, હા"

છોકરીની મને અત્યંત દયા આવી. મારા ગજવામાંથી એક રૂપાનો સિકકો કાઢીને મેં તેના હાથમા મૂકયો. બાલીકાએ સિકકો લીધો પણ તેની નજર તો મારી સામેજ હતી. કદાચ મારી આપેલ બક્ષીસ તેને ઓછી લાગી હશે, અને એ દેખાડવાને માટે તે મારા સામું જોઇ રહી હશે. એમ સમજીને મેં બીજો સિકકો આપ્યો કે જે પણ તેણીએ લીધો, અને પાછું મારા સામું જોઈ રહી. આખરે હું કંટાળ્યો

"છોકરી? તને શું જોઇએ?" મેં કંટાળીને પૂછયું.

"મને પૈસા નથી જોઇતા."

"ત્યારે?"

"મને આપની સાથે આવવું છે. લઈ ચાલશો? હું આપને હંમેશા મારા નાચ થકી આનંદ આપીશ." એમ કહીને તે મારા સામું દયામય નજરે જોવા લાગી.

"મારી સાથે?"

"હા."

"વારૂ, પણ તારો બાપ તે કબુલ કરશે?"

"તે મારો બાપ નથી."

"કેમ, તું હમણાંજ તેને તારો બાપ કહેતી હતી, તે ભૂલી ગઇ?" હું વધુ આશ્ચર્ય પામતા બોલ્યો.

"હા, પણ તે સગો નહિ."

"એટલે?"

"મારો પાળક બાપ થાય. હું નાની હતી ત્યારથીજ તેનાં હાથમાં આવી છું એટલે તે મારો સગો બાપ ન કહી શકાય. અને હું મારી મરજીની માલીક હોવાથી ગમે ત્યાં........"

જુઠું છે, તદ્દન જુઠું છે. સાહેબ, એ જુઠું બોલે છે. તે મારી પોતાની છોકરી છે." બાલીકા હજુ પોતાનું છેલ્લુ વાકય પુરૂં કરે તે પહેલાંજ સારંગીવાળો વચ્ચે બોલી ઉઠયો, અને ઘુરકીયાં કરતો તેનાં તરફ જોવા લાગ્યો.

બાલીકાની વાત મને સાચી જણાઇ. કારણ કે સારંગીવાળાના દેખાવ ઉપરથીજ તે જુઠો અને ક્રુર માલમ પડતો હતો. મેં રામપાલને ઇશારો કર્યો; તે આગળ વધ્યો. પણ હજુ તો તે એકજ કદમ આગળ વધ્યો હશે તેટલામાં અટકયો. કારણ કે પાછળથી દેશીઓનું એક મોટું ટોળું કોલાહલ મચાવતું અમારી તરફ જોશબંધ ધસી આવતું હતું. એ વખતે એક પળ પણ ગુમાવવી અમારે માટે નુકશાન કારક હતી કારણ કે અમે ફક્ત ચારજ જણ હતા. સારંગીવાળો પણ આ તકનો લાભ લઇ, બાલીકાની સાથે પલાયન કરી ગયો. એટલે દેશીઓનું ટોળું અમારી તરફ આવી પહોંચે તે પહેલાં અમે પણ અમારી હદ તરફ પસાર થઇ ગયા. બીજે દિવસે મેં રામપાલને શહેરમાં તે નાચનારીની તપાસ કરવાને મોકલ્યો, પણ નાસીપાસ થઇને તે પાછો આવ્યો. કારણ કે નાચનારી કિંવા સારંગીવાળો, એ બંન્નેમાંથી કોઇનો પણ પત્તો તેને મળ્યો નહિ.

× × × ×

એ વાતને પાંચ વર્ષ વીતી ગયા. મીરતમાં ધાંધલ થવાથી મારી ત્યા બદલી થઇ, પણ વળી પાછો ઑરડર મલ્યો કે ઝાંસીના ઘેરાને લીધે મારે ગુપ્તચરની માફક કિલ્લામાં પ્રવેશી બાતમીઓ મેળવી લાવવી. આ વખતે રામપાલ પણ મારી સાથે ન હતો કે તેને હું સાથે લઉં, કામ જોખમી હોવાથી કોઇ મદદનીશની ખાસ આવશકયતા હતી. એટલે સંગાથમાં કોને લઉં એ વિચાર મને નડતો હતો. રામપાલ જેવો વિશ્વાસુ માણુસ મળવો મૂશ્કેલ હતો. જે એકાદ બે હતા તે તો ડરપોક, એટલે તેઓને સાથે લેવા એ માથે ભાર ઉપાડવા બરાબર હતું. વધારામાં, કર્નલ તરફથી ઉપરા–સાપરી ઑરડરો મળવાં લાગ્યા કે જલદી જાઓ. એટલે ઢીલ કરવામાં પણ સાર નહિ. હવે નીવેડો ફક્ત એજ હતો, કે હું એકલોજ ઇશ્વર ઉપર આસ્થા રાખીને જઉં.

એક દેશી ફળ વેચનારના જેવો વેષ ધારણ કરી માથે ફળની ટોપલી ઉચકી જેમતેમ કરીને હું કિલ્લામાં દાખલ થયો. અંદર મુસીબતો તો પુરતીજ હતી. એક ચોકીદાર શંકાશીલ નજરે મારી સામું જોઈ રહ્યો.

"તે ટોપલીમાં શું છે?" મારી નજદીક આવતાં તે બોલ્યો.

"ફળ." મેં કહ્યું.

"કોના માટે?"

"રાણીજી સારૂ."

"પણ અત્યારે તું તેમની પાસે નહિ જઇ શકે."

"કેમ?"

"મંત્રીજી સાથે ગુપ્ત સલાહ કરી રહ્યા છે.',

"હા, બરોબર છે. થોડોક વખત રહીને જઈશ. વારૂ, સલામ."

"સલામ."

ચોકીદારને વટાવી હું રાણીનાં મહેલ પાસે આવી પહોંચ્યો. ત્યાં પણ પહેરો સખ્ત હતો. એટલે ચોરી ચૂપકીથી અંદર પ્રવેશ કરવો એ અશકય હતું.

"જમાદાર?" દરવાજા નજી એક ચોકીદારને જોતાં હું બોલ્યો.

"શું છે?"

"રાણીજી માટે ફળો લાવ્યો છું."

"અત્યારે? તને ખબર નથી કે તેઓ મંત્રીજી સાથે ગુપ્ત સલાહ કરી રહ્યા છે.!"

"ખબર તો છે. પણ ખાસ વિશેષ ઇનામની લાલચે અત્યારે આવ્યો છું."

"ઇનામ?"

"હા, ઇનામ."

"ત્યારે તો........."

દેશી લોકોની પ્રકૃતીથી હું માહિતગાર હતો. તેનું અટકવાનું કારણ પણ હું સમજ્યો. એટલે તે વધુ આગળ બોલે તે પહેલાંજ મેં તેને બોલતો અટકાવ્યો અને જે કંઇ ઇનામ મળશે તેમાંથી અડધું તેને આપવાનું કહ્યું. પરિણામે તેણે ખુશી થઇને મને અંદર જવા દીધો.

ઝાંસીની રાણી એક ભવ્ય આસન ઉપર બેઠેલી હતી અને તેની બાજુમાં એક વૃદ્ધ પણ સશક્ત પુરૂષ બેઠો હતો. અનુમાન ઉપરથી તેજ મંત્રીજી હશે એમ મને લાગ્યું અંદર પ્રવેશતાં તેઓ બંન્નેની નજર મારા ઉપર પડી અને તેઓ કંઇ પણ વધુ અવલોકન કરે તે પહેલાજ માથેથી ફળની ટોપલી ઉતારી, હું તેમને નમન કરીને ઉભો રહ્યો.

"અત્યારે કેમ આવ્યો છે. અલ્યા?" રાણીએ પૂછ્યું.

"આપને માટે ખાસ કિલ્લા-બહારથી ફળ લાવ્યો છું."

"કિલ્લા બહારથી?"

"જી. હા. ગરમીને લીધે શહેરમાં ફળફુલનો પાક બળી જવાથી મારે આપને માટે ખાસ કિલ્લા બહાર જવું પડયું."

મારા આ જવાબથી રાણી કંઇક ખુશી થઇ. પરંતુ મંત્રી મારી તરફ શંકાશીલ નજરે જોવા લાગ્યો. તેની બારીક પણ ચપળ આંખો મને ટીકી ટીકીને જોવા લાગી. મને પણ સહજ ધ્રાસ્તી પેઠી કે રખેને તે મારો વેષપલટો ઓળખી જાય.

"રાણીજી! મને તો તેની વાત ઉપર વિશ્વાસ નથી આવતો. તમને કેમ લાગે છે?" મંત્રીએ શંકાશીલ બનતા રાણીને પૂછયું.

"કહેવાય નહિ. કદાચ તેમ પણ હોય" રાણીએ કહ્યું.

"અલ્યા, સાચું કહે છે કે તું મારા સારૂજ શ્રમ વેઠીને ફળો લાવ્યો છે? રાણીએ મને પૂછયું.

"જી. હા. હું સોગન ખાઇને કહું છું કે હું જૂઠું નહિ બોલું"

"વારૂ, શું ઇનામ લેવા માગે છે?"

"આપશ્રી જે આપો તે."

"ઠીક છે, લે આ વિંટી; તારી મહેનતના બદલામા." એમ કહીને રાણીએ પોતાની આંગળી ઉપરથી એક વિંટી કાઢી મારી તરફ ફેંકી.

"પ્રધાનજી! મને તો કંઇ શંકા જેવું જણાતું નથી. તેમ છતાં પણ જો તેવું કંઇ લાગ્યું તો પછી આપણું "તોપનું નાકું" કયાં નથી!" મારી તરફ વિંટી ફેંકી રહ્યા પછી રાણીએ મંત્રીને કહ્યું.

મંત્રી ડોકું હલાવતો મૌનજ રહ્યો.

તેઓને નમન કરીને હું ત્યાંથી ચાલ્યો ગયો. મને જોઇતી બાતમી અહિંઆ નહિ મળવાથી સહજ નાસીપાસ થયો, પણ એટલેથીજ હિંમત નહિ હારતાં, કામ જારી રાખવાનો મક્કમ વિચાર

કર્યો. "તોપનું નાકું." એ વિષે પણ અનેક તરેહના વિચારો મારા મનમાં દોડવા લાગ્યા, અને રાણીની તે બાબતની અપાયેલી બીક પણ હૃદયમાં ઉતરવા લાગી. બહાર આવીને ચોકીદારને એક કલદાર સીક્કો આપી તેની ઇચ્છાને પૂર્ણ કરી; જ્યારે રાણીની આપેલી વિંટી તો મેં મારી પાસેજ રાખી હતી. દસેક મીનીટ સુધી હું બહાર ફર્યો. પણ મને એવું એક પણ સાધન હાથ ન આવ્યું કે જેથી રાણી અને મંત્રી વચ્ચે થતી વાતચીત હું સાંભળી શકું. મહેલની બહાર આવતાં હું વિચાર કરતો ઉભો રહ્યો, પણ હજુ તો મારી વિચારમાળા આગળ ચાલે તે પહેલાંજ હું અટકયો. પાછળથી માણસોનું એક ટોળું જાસુસ! જાસુસ! એ પ્રમાણે બૂમો પાડતું મારી તરફ ધસી આવતું હતું. હું અટકયો. મારો વેષ ખુલ્લો થવાથી મારું આવી બન્યું હતું એમ મને લાગ્યું. ન્હાસવાનો ઉપાય કરવો નકામો હતો, તેમજ લડવામાં પણ સાર ન હતો. હું ઉભો રહ્યો. ટોળું મારી નજદીક આવી પહોંચ્યું, અને મને ઘેરી લીધું.

"બસ, એ જાસુસજ છે." ટોળામાંથી એક જણ બોલ્યો.

તે બોલનાર જણને હું જોઇજ રહ્યો. પણ અહા! આ શું? તે બીજો કોઇ નહિ પણ પેલો સારંગીવાળોજ હતો.

"શું જોઇ રહ્યા છો? હું નકકી કહું છું કે તે જાસુસજ છે. જુઓ તેનો બનાવટી વેષ" એમ કરીને તે પાજીએ મારી બનાવટી દાઢી ખેંચી કાઢી.

"કેમ જોયુંને? એમ કહેતા તે ક્રૂરતાથી મારી તરફ હસવા લાગ્યા."

મુસ્કેટાટ બાંધીને તેઓ મને રાણી પાસે લઇ ગયા. રાણી તો મને જોતાં આશ્ચર્યમાંજ પડી ગઇ, જ્યારે મંત્રી મને પકડાયેલો જોઇને પોતાની જાડી મૂછો ઉપર તાવ દેવા લાગ્યો.

"કેમ, રાણીજી! અંતે મારી શંકા ખરી પડીને? બોલો, હવે એ બદમાશને શી શિક્ષા કરવાની છે?" મંત્રીએ રાણીને પૂછયું.

"તોપનું નાકું." રાણીએ ક્રોધમાં કહ્યું.

"કેટલા વાગ્યે?" મંત્રીએ પૂછ્યું.

"સવારના છ."

મને હસડીને તેઓ કિલ્લા ઉપર લઇ ગયા અને તોપનાં નાકા ઉપર જકડીને બાંધ્યો. તોપનું નાકું શું હશે તેની મને તેજ વખતે ખબર પડી, કે કોઇ પણ કેદીને જ્યારે મોતની સજા કરવામાં આવતી ત્યારે તેને તોપનાં નાકા આગળ બાંધવામાં આવતો અને તોપ મુકરર કરેલ વખતે ગોળા ભરીને છોડવામાં આવતી. પરિણામે કેદીનું એક હાડકું પણ ખોળ્યું ન જડતું. મારી પણ એજ સ્થિતી થવાની હોવાથી મને સહજ કંપારી છૂટી પણ કંઇ પણ ઉપાય ન હતો. સવારનાં છના ટકોરે તોપ ફોડવી એવો રાણીનો સખ્ત હુકમ હતો.

તિમીર થઇ જવાથી હું એકલો પડ્યો. રાણીના માણસો તો ક્યારના મને બાંધીને ચાલી ગયા હતા. કિલ્લા ઉપરના પહેરેગીરો પણ ધીરે ધીરે કમતી થવા લાગ્યા. મને જકડાવીને બાંધેલ હોવાથી હું નાસી નહિ શકું એની તેઓને પુરી ખાત્રી હોવાથી તેઓ મારા વિષે તદ્દન બેફિકર હતા: અને હતું પણ તેમજ. મારી છટકવાની કોઇ પણ બારી ન હતી, ફક્ત મોતજ હતું. ઘડીઆલમાં બારના ટકોરા થયા. સર્વત્ર શાંતિ હતી. એક ફક્ત હુંજ આમથી તેમ ખેંચતાણ કરીને બંધનમાંથી મૂક્ત થવાની મિથ્યા કોશીશો કરી રહ્યો હતો. બાર થયા—એક થયો—બે થયા. એમ છ વાગવામા વાર શી? મારૂં મોત મને નજદીક લાગ્યું. ઇશ્વર ઉપર આસ્થા રાખીને હું મારા જીવનની છેલ્લી ઘડીની રાહ જોતો ઉભો રહ્યો.

બે વાગ્યા. ઇશ્વરે મારી વિનંતીઓ સાંભળી હોય એમ મને લાગ્યું. પાછળથી કોઇ મારા બંધનો છોડતું હોય એવો મને ભાસ થયો. થયું પણ તેમજ. હું મૂક્ત થયો. મારા બંધનો છોડનાર તરફ મેં નજર કરી. પણ તેની તરફ નજર કરતાં હું સ્થંભીજ ગયો. તે એક સ્ત્રી હતી, અને તે બીજી કોઇ નહિ પણ દારાજ.

"કોણ, દારા?" મેં આશ્ચર્ય પામતા પૂછ્યું.

"હા."

"તું અહિં કયાંથી?"

"સાહેબ, આ વખત વાતો કરવાનો નથી, પણ જીંદગી બચાવવાનો છે, ત્વરા કરો. સંત્રીઓ જાગી જશે તો આપણા બંન્નેની જીંદગી જોખમમાં આવી પડશે." દારાએ કહ્યું.

દારાની વાત વ્યાજબી હતી. એ વખત વાતો કરવાનો ન હતો, કે ન હતો ઉપકાર માનવાનો. હું તેને એકાગ્ર દ્રષ્ટિએ જોઈ રહ્યો. કૃષ્ણપક્ષની રાત્રીને લીધે ભીષણ અંધકારમાં પણ તેની સુંદર તેમજ ગોરી ચામડી ચમકારા મારતી હતી. મેં તેને જોઇ હતી—પાંચ વર્ષ પહેલાં. ત્યારે તે મારી તરફ ખેંચાતી હતી. મેં તેને જોઇ—અત્યારે. પણ વસ્તુ તદન જુદી હતી; બલ્કે હું તેનાં તરફ ખેંચાતો હતો.

"જલદી કરો, જલદી કરો." દારાએ ઉતાવળ કરતાં મને કહ્યું.

"પણ દારા!"

"કેમ?"

"તને યાદ છે?"

"શું?"

"પાંચ વર્ષ પહેલાંની વાત. તું મને નહોતી કહેતી કે મને તમારી સાથે લઇ ચાલો?"

"હા. કહેતી હતી."

"પણ તે વખતે એ બનવું કઠીન હતું. હું તને અત્યારેજ મારી સાથે લઇ ચાલીશ." મેં તેનો હાથ પકડતાં કહ્યું.

"ના, ના. તમને ખબર નથી કે એક સાથે બે જણને પસાર થવું કેટલું મૂશ્કેલી ભર્યું છે?" તે ભયભીત થતાં બોલી.

"છે, પણ તારે ખાતર ગમે તેટલી મૂશ્કેલીઓ વેઠવાને હું તૈયાર છું." મેં કહ્યું.

"નહિ, એ જોખમ ના ખેડો, તમો જાઓ, જલદી જાઓ. જીવતા હશું તો આપણે પાછા મળી શકશું, પણ અત્યારે તમો જાઓ." એમ કહીને દારા ધુંટણીએ પડી મારો હાથ ચૂમવા લાગી.

"દારા! દારા!" મેં તેને ધુંટણીએથી ઉઠાડતાં કહ્યું." હું તારો ઉપકાર કેવી રીતે માની શકું?"

"ઉપકાર?" એમ કહેતાં તે મારા સામું જોઇ રહી.

"દારા!" મારૂં મોઢું તેની નજદીક ખેંચતા હું બોલ્યો.

તે મૌન રહી. સ્થિર રહી. યંત્રવત્ ઉભી રહી.

"દારા! હું તને સાથે લીધા વિના નહિજ જઉં." એમ કહીને મેં આવેશમાંજ મારા હોઠો દારાનાં પરવાળા જેવા હોઠો સાથે દાબી દીધા.

કિલ્લા નીચેથી કંઇક શોર બકોર સંભળાવા લાગ્યો. દારા ચમકી અને તરતજ મારી બાથમાંથી નીકળી ગઇ. નીચે નજર કરી, સંત્રીઓનું ટોળુ એકઠું થઇ શોરબકોર કરતું હતું.

"સાહેબ! જલદી કરો. હવે બીલકુલ વિલંબ ના કરો. જુઓ, સંત્રીઓનો પરગવ સંભળાય છે. અને હમણાંજ ઉપર આવી પહોંચશે. ત્વરા કરો. પેલી ગોખમાંથી જલદી પસાર થઇ જાઓ." એમ કહીને દારા વિજળીની માફક ત્યાંથી અદ્રશ્ય થઇ ગઇ.

× × × ×

પાંચ દિવસની સખત મહેનત પછી અમોએ કિલ્લો સર કર્યો. મારૂં પહેલું કામ તો દારાનેજ શોધવાનું હતું. શહેરમાં તપાસ કરી, મહેલમાં તપાસ કરી, કિલ્લામાં તપાસ કરી, બધે તપાસ કરી, પણ તેનો પત્તો મળ્યો નહિ. આખરે કિલ્લાનાં એક સંત્રીને દારા ક્યાં છે

એ વિષે પૂછયું. દારા? એમ કહીને તે ચૂપ રહ્યો અને મારો હાથ ઝાલીને પાછળનાં ખુલ્લા ચોગાનમાં મને લઇ ગયો. જમીનમાં ખોડેલ એક પત્થર ઉપર મારી નજર ખેંચી. હું સ્તબ્ધ થઇ ગયો. "દેશદ્રોહી દારા." એ શબ્દો દેશી ભાષામાં તે પત્થર ઉપર કોતરેલા હતા.

સર્વ સ્થિતી હું કળી ગયો. દારા ગઇ, એક રૂણ મારા ઉપર રાખીનેજ ગઇ. હું રડયો, ખૂબ રડયો. અને રડતોજ રહ્યો. પરંતુ દારા આ ભવમાં મને ન મળી, તે નજ મળી. *

* કર્નલ બ્રાઉનની એક કથા ઉપરથી પુષ્કળ ફેરફાર સાથે

# શેઠનો વિવાહ !

માધાકાકા લગભગ અઠવાડીઆ થયાં માથું ખાયા કરતા હતા કે, "છગના ! ચાલને, શેઠને ત્યાં વિવાહ છે, તે જઇ આવીએ. તારી તબીયત પણ ઠીક રહેતી નથી, તે જરા હવાફેર થશે એટલે સુધરી આવશે. ત્યાં આગળ વિવાહ છે, અને તેમાં પણ ખાસ શેઠનો એટલે આનંદમાં તો ખામીજ નથી રહેવાની."

માધાકાકા વાડીલાલ શેઠનાં આડતીઆ થતા હોવાથી તેમને આમંત્રણ મળે એ બનવા જોગ હતું, અને પોતે શેઠનાં જુના આડતીઆ હોવાથી ગયા વિના ચાલે તેમ પણ ન હતું. વિવાહ! અને તે પણ પારકે ઘેર, એટલે કાકાએ મને સાથે લઇ જવાનો દ્રઢ વિચાર કરેલો. જો કે મારી તબીયત તો માતેલા જેવી હતી, તો પણ કોઇ પણ બહાને મને સાથે લઇને હાથ-વાટકો બનાવવો, એજ તેમનાં મનની મોટી ઇચ્છા હતી. મારી ના પાડવાની દલીલ પણ આ ઠેકાણે કામ આવે તેમ ન હતી, કારણ કે સ્કૂલમાં રજા હોવાથી હું ફુરસદીઓ હતો, એટલે પાછળથી કાકાની ગેરહાજરીમાં હું ટપલાં કુટું તેનાં કરતાં તેમની હાજરીમાં રહીને તેમની સેવા કરૂં એ વિચાર કાકાને વધારે વ્યાજબી લાગ્યો. આખરે ન છૂટકે મેં હા પાડી, અને પરિણામે બીજે દિવસે સવારનાં ઘેરથી સીધાવવાનું નક્કી થયું.

પરોઢ થયું ત્યાં તો કાકાનો ઘાંટો સંભળાણો, "છગના ! ઉઠ, ઉઠ. આળસુ ! આજે બહારગામ જવાનું છે તેનું તને કંઇ ભાન છે ? કે કુંભકર્ણની માફક ઉંઘ્યાજ કરીશ ?"

બબડતો-ફફડતો હું ઉઠયો, અને ઘડીઆલમાં જોયું તો હજુ ચારમાં પાંચ મીનીટ ઓછી હતી. ટ્રેન તો જોકે દસ વાગેજ ઉપડવાની

હતી છતાં કાકાએ મને આટલો વહેલો શા માટે ઉઠાડયો, એ કંઇ મારે માટે નવાઇ જેવું ન હતું, કારણ કે કાકાનાં કુરકુરીઆ સ્વભાવથી સેવક વાકુફ હતો પરોઢની મીઠી નિદ્રા તોડવી એ તો મોત જેવી લાગી; તો પણ કાકાનાં નિત્યકર્મનો હિસાબ કરી જોયો. પાંચ મીનીટ જાજરૂમાં, સાડાબાર મીનીટ દાતન કરતાં, અઢી મીનીટ સ્નાન કરતાં અને દોઢ કલાક પુજા કરતાં; એ પ્રમાણે પુરા બે કલાક જણાયા. આવો કિંમતી સમય ફોકટમાં ગુમાવવો, એ મને ઠીક નહિ લાગવાથી એલારામ હાથમાં લીધું અને તેનો બેલ છના કાંટા ઉપર ગોઠવી, બંદાએ પાછી બીછાનામાં સોડ તાણી.

ટનનનન્ થયું કે તરતજ ઓઢેલી ચાદર દૂર ફેંકી દીધી. બીછાનાને પણ સંકેલી લીધું, અને કાકાની પુજાની પૂર્ણાહુતી થઇ એ જણાવવાને માટે અપાતું સીગનલ (ટોકરી વાગવી) હું સાંભળુ તે પહેલાંજ દાતનનો ડંગોરો મોંમાં ફેરવી, જાજરૂએ જવાનું મુલતવી રાખી, પાણીનો કળશીઓ શરીર ઉપર ઢલવી "કાકા, તૈયાર છું." એમ વદતો સેવક તેમની સન્મુખ ખડો થયો. કાકા પણ ભજનનું છેલ્લું પદ ગાતા હતા એટલે વધારે વખત થોભવું ન પડયું.

આઠ વાગ્યા પહેલાં તો અમોએ બધું પતાવી લીધું. બીસ્ત્રા પોટલા પણ તૈયાર કર્યા કાકાએ જાહેરખબરની માફક અગાઉથી સગા-સબંધીઓમાં પોતાના બહારગામ જવાના સમાચાર ફેલાવી દીધેલ હોવાથી તેઓ એક પછી એક કાકાને મળવા આવવા લાગ્યા. મળશે શું, એમનું કપાળ! એતો મફતની ઉપાધી વહોરાવવા આવેલા હતા. કોઈ પોટલું આપે, તો કોઇ સંપેત્રં મંગાવે તો કોઇ ઠાકોરજીની પુજા સારૂ પેંડા મંગાવે, તો કોઇ અથાણુ મંગાવે. કાકા કાગજ-પેનસીલ લઇને બેઠેલ હોવાથી તેઓ એક પછી એક તેમનાં ઠેકાણા લખવા લાગ્યા અને સાથે સાથે મને પણ ત્યાં આગળ યાદ દેવરાવવાને માટે કહ્યું. વાત વાતમાં નવ થયા. કાકાની વાતોનો ક્યારે અને કેટલા કલાકે છેડો આવે તે કલ્પવું ઘણું મૂશ્કેલ હતું, એટલે ન છૂટકે મારે વાત ઉચ્ચારવી પડી, "કાકા, ગાડી લાવું કે? સમય થોડો છે."

"અરે ગાંડા! ગાડીની તે શી જરૂર છે? હજુ તો એક કલાક પડયો છે. આ એક ટ્રંક અને પોટલું તું લે અને બાકીના હું સંભાળું છું. પગે ચાલતાં વાર શી? અરરર! જુઓ તો ખરા, આજકાલનાં છોકરાઓ કેવા નમાલા કે એક પાંચશેરનું પોટલું ઉંચકીને એક માઇલ ચાલવાને માટે પણ ગાડી જોઇએ! અમે હવે ઘરડા થયા તો પણ અડધો મણ વજન ઉંચકીને સહેલાઇથી આઠ–દશ મજલ કાપી નાખીએ."

જવાબ તો હું ધારતો હતો તેવોજ મળ્યો. ત્યાં આગળ વધારે વખત થોભવામાં સાર ન હતો કારણ કે કાકા જો એક વખત વાત ઉપર ચડયા તો તે વાતની પૂર્ણાહુતી થવી તો એક બાજુ રહી, પણ ઉલટું સાંભળનારનુંજ આવી બનતું. ઠેઠ પાંડવ–કૌરવનાં વખતની પ્રજાથી કરીને તે છેક આજની વીસમી સદીની પ્રજાનાં યુવાનીઆઓ ઉપર ઉતરી પડતા. એટલે વધારે વખત ન રોકાતાં, હું મારે ભાગે આવતાં પોટલાઓને ઉંચકી લાગલોજ સીડીનાં પગથીઆની ગણત્રી કરવા મંડી પડયો.

કાકા પણ તૈયારજ હતા. તેમણે એએક પોટલા ખંભે, એક બગલમાં અને એક હાથમાં, એવી રીતે સરસમાનને ઈન્સાફ આપી દીધો; અને મારી પાછળ ઉતરી પડયા. જતાં જતાં પણ, જીવકોર! ઘરને સાંચવજે. મણી! કીકાને મારીશ નહિ. મોટા! "નવી" નાં રાગમાં રહેજે. માલબાઇ! સમાની ઝાંખીઓમાં મારા વતી દર્શન કરજો. રતન! સાસરે ડાહી થજે. મગન્યા! પાડોશીનાં કુતરાને છંછેડીશ નહિ, તે બહુજ ખરાબ છે. વગેરે, વગેરે શિખામણો આપવાનું તેમને વ્યાજબી લાગ્યું. સાથે સાથે એકસચેન્જમાં પણ, કાકા! વહેલા વહેલા આવજો; છગનને સંભાળજો; શરીર જાળવજો વગેરે કહેણો મળ્યા. વખત થોડો હોવાથી મેં અને કાકાએ ઝપાટાબંધ ચાલવાનો મનસુબો કરી નાખ્યો. આખર ૯–૪૫ ને સુમારે સ્ટેશને પહોંચ્યા. પરસેવો લુછી લુછીને કાકાની પછેડી અને મારૂં ધોતીયું તો ક્યારનાં ભીના

થઇ ગયા હતા. છતાં પણ તેને નહિ ગણકારતાં ટીકીટ ઑફીસમાં ગયા, ટીકીટ કઢાવી અને લાગલાજ થર્ડ કલાસનાં ડબામાં ઘૂસ્યા.

ટ્રેનની અંદર કંઇ જાણવા જેવો બનાવ તો ન બન્યો. પણ અમારે સુરત જવાનું હોવાથી બે દિવસ અને બે રાત્રી પસાર કરવી ઘણી કઠણ લાગી. ત્રીજે દિવસે સવારે ભરૂચ પસાર થયું કે કાકાનાં પહેરવેશમાં પરિવર્તન થવા લાગ્યું. સાત વર્ષ પહેલાં ખરીદાયેલી પાઘડી દૂર થઇ, અને તેની જગ્યાએ એક નવું દક્ષીણી ખોખું ગોઠવાયું. કાણાવાળી પછેડી ને બદલે એક જુનો કાશ્મીરી દુપટ્ટો ચડાવ્યો, પગમાં જે તેર થીગડાવાળા જોડા હતા તેને ઠેકાણે દોઢ ઇંચ જાડા સોલનાં ગામઠી પગરખાં આવ્યા, અને તેની સાથે એક નવું અંગરખું પણ બદન ઉપર ચડયું. આ બધો નાટકની માફક થતો વેશપલટો જોઇને હું આશ્ચર્ય પામું તે પહેલાંજ કાકાએ મારી કુતુહલતાને તોડી "એતો હોય, છગના! આજ ચાર ચાર વર્ષ થયાં શેઠને મળ્યો નથી, તે આવે વેશે ભેટાય કે? કંઇ માન–મોભો તો જાળવવો જોઇએને!"

વધારે વાતો કરવાનો સમય ન હતો કારણ કે ટ્રેન સુરતનાં પ્લેટફૉર્મયાર્ડમાં પ્રવેશી ચૂકી હતી. કાકાએ પોતાનો એક ડાંડાવાળો ચશ્મો નાક ઉપર ગોઠવ્યો અને ટ્રેનની બહાર ડોકું કાઢયું.

કરાચીવાળા માધવજી શેઠ! અરે છે કોઇ કરાચીવાળા માધવજી શેઠ? ટ્રેન અટકી કે તરતજ એક શખ્સ ફેરીઆની માફક ઘાંટા પાડીને આમથી તેમ આંટા મારવા લાગ્યો. કાકાએ ચશ્મો નાક ઉપર બરાબર ગોઠવેલ હોવાથી તેમની નજર તરતજ પડી, અને લાગલોજ પ્રત્યુત્તર વાળ્યો.

"અરે છે. ભાઇ! આ તરફ આવો. આ ડબામાં છઇએ."

"કેમ છગના! હું તને નો'તો કે'તો કે શેઠને તાર કરેલ છે તે જરૂર એકાદ જણ ભેટવા આવશે." એમ કહેતાં કહેતાં કાકાએ પાઘડી સરખી કરી, પછેડીને ખંખેરી અને ખોંખારો ખાધો. એટલામાં સામો આવનાર જણ અમારા ડબા આગળ આવી પહોંચ્યો. આનંદ કુશળ પૂછ્યા અને કાકાએ સમાન બહાર કાઢવાની તજવીજ કરી.

સામો આવનાર જણ સાથે એક ટાંગો લાવેલ હોવાથી કાકાને કંઈ બોલવાની આવશકયતા ન જણાઈ. સામાન અંદર ખડકાઈ રહેતાં હું અને કાકા અંદર ગોઠવાયા. ટાંગાની અંદર જગ્યા બે માણસ કરતાં વિષેશ નહિ હોવાથી આવનાર જણે, "તમો જાઓ. હું પાછળથી આવું છું." એમ કહેવામાંજ વચ્ચારે ડહાપણ માન્યું.

ટાંગો ઉપડયો કે કાકાએ માથેથી પાઘડી ઉતારી હાથમાં લીધી અને મને શીખામણો આપવી શરૂ કરી. "જો છગના! જતા વહેંતજ શેઠને પગે લાગજે. શેઠને ત્યાં બહુજ વિનયથી રહેજે, અને તેમના પડતા બોલેજ તેમની સેવા કરજે." વગેરે, વગેરે અનેક સુચનાઓ મને આપી. આ ઉપરાંત મારી આગળ શેઠનાં અનેક તરેહનાં વખાણ કર્યાં. કાકાનાં મોઢે શેઠનાં વખાણ સાંભળવાથી તેમની એક કલ્પનીક મૂર્તિ મારા હ્રદયમાં ઘડાવા લાગી. કે જરૂર! શેઠ છ ફુટ લાંબા, અઢી ફુટ પહોડા, કાંકડા, વાંકડી મૂછોવાળા, અને કદાવર બાંધાનાં ત્રીસ–બત્રીસ વર્ષનાં તરૂણ હશે.

અડધા કલાકે અમારો ટંગો શેઠનાં મકાન આગળ થોભ્યો. તે દરમ્યાન ઢેકા તેમજ કુલાની પાંસળીઓનો તો ભુકોજ થઇ ગયો હતો. કાકાએ તો શેઠને દૂરથી જોયા ત્યાંથીજ ઘાંટો પાડ્યો. "કાં, વાડીલાલ શેઠ! આવી પહોંચ્યા હો!" શેઠે ઘાંટો સાંભળ્યો હશે કે નહિ તે તો અંધારામાંજ રહ્યું. ટાંગામાંથી કાકા ઉતર્યા કે લાગલાજ શેઠને ભેટયા અને મારી તરફ આંગળી ચીંધી મારી ઓળખાણ કરાવી, "આ મારો છગનો! મેટ્રીક ભણે છે. બહુજ ચાલાક છે, હો!"

"છગનાં! શેઠને પગે લાગ." મારી ઓળખાણ પુરી થઇ કે તરતજ કાકાએ મને હુકમ કર્યો.

શેઠને જોઇને હું તો આભોજ બની ગયો. મારી કલ્પનીક ધારણા બધી અદ્રષ્ય થઈ ગઇ. શેઠ ત્રીસ–બત્રીસ વર્ષનાં તરૂણને બદલે "વન" ની અંદર રખડતા, પાચ ફુટ લાંબા, ત્રણ ફુટ પહોળા અને ગલોફા જેવા લાગ્યા. કાકાના હુકમ યાદ આવ્યો. પગે લાગું?

કેવી રીતે લાગું ? એ મુંઝવણ ઉભી થઇ. અંતે ઉભા ઉભાજ હાથ જોડયા. કાકાને મારી નમનક્રિયા ગમી નહિ. ભ્રકુટી ચડાવીને ત્રાંસી આંખે ચશ્માામાંથી તેઓએ મારી સામે જોયું, કારણ કે તેમને તો દેવાલયમાં થતા દંડવત–પ્રણામ પ્રમાણેજ નમન કરાવવું હતું.

અમોને નોકર મારફત એક ઓરડામાં ધકેલવામાં આવ્યા. રૂમ તો જોકે મોટો હતો, છતાં પણ અમોને અમારો સામાન ગોઠવવો મૂશ્કેલીભર્યો જણાણો. રૂમમાં અમારા જેવા અનેક મહેમાનો ભરાયેલા હોવાથી તેમનાં પોટલાઓ અવ્યવસ્થિત્ રીતે જ્યાં ત્યાં પડયા હતા. વખત સવારનો હોવાથી કોઇ બીછાનામાં બેઠા બેઠા બગાસા ખાતા હતા, તો કોઇ ઑા–ઈ–હૅા વગેરે ખોટા નાદો કાઢી દાતનનો ડંગોરો મોંમાં ફેરવતું હતુ. કેટલાક યુવાનીઆઓ તો એકઠા થઇને હા–હી–હી–હી કરીને બીજાની નીદ્રાઓમાં ખલલ પહોંચાડતા હતા. છતાં આટલેથીજ નહિ પતતાં એક જણ તો એક બુઠું હારમોનીયમ લઇને, બેસૂર સૂરો કાઢીને, જે કંઇ મગજમાં આવે તે ગાતો હતો. દેખાવ બરોબર કોઇ એક સ્ટુડીઓના જેવો લાગ્યો. અંદર પ્રવેશ્યા કે મારાથી સહજ હસી જવાયું. સઘળાઓની નજર અમારા ઉપર પડતાં તેઓ એક બીજા સાથે ધુસપુસ કરવા લાગ્યા. કાકાની પલટનની માફક ચાલ, એક ડાંડાવાળો ચશ્મો, પહાડી પગરખાં, દક્ષિણી ખોખું, વગેરે તરફ બીજાઓનું ખાસ અવલોકન થયું. કાકા જમાનાનાં ખાધેલ હોવાથી સમો વર્તી ગયા અને તરતજ મને હુકમ કર્યો. "છગના ! ચાલ, પેલો ખૂણો સફા કર. જે કંઈ પોટલા લબાચા હોય તેને એક બાજુ મુકી દે."

કાકાનો હુકમ થતાં બુઠા હારમોનીયમવાળાનું મધુરૂં સંગીત બંધ થયું, અને સાથે હા–હી–હી–હી પણ બંધ થયું. સઘળાનાં હૃદયમાં અમારા વિષે પ્રભાવ ઉત્પન્ન થયો, અને અમોને શેઠનાં નીકટનાં સ્નેહીઓ ધારવા લાગ્યા. પરિણામે તેઓએ આપો આપ ખસી જઇ, અમોને જગ્યા કરી આપી.

વરઘોડાનું મૂહુર્ત બીજા દિવસની સાંઝે હોવાથી મેં અને કાકાએ તે આખો દહાડો શેઠની વખાર, હવેલી, ગાંધી–શાકભાજીવાળાની

દુકાન, મ્યુનીસીપાલટીનું ગટર, વમ્રવ ઉપહાર-ગૃહો વગેરે જોવામાં ગાળ્યો. રસ્તામાં કાકા તરફથી એ પણ જણાવવામાં આવ્યું કે શેઠનાં આ ચોથી વખતનાં લગ્ન હતાં. આટલી બધી વખત શેઠને પરણવાનો દાખડો શા માટે લેવો પડયો હશે, એ તપાસતાં જણાયું તો શેઠને "સંતતી" ન હતી.

બીજે દિવસે સાંઝનાં ચાર વાગે શેઠનાં ઘરમાં ધામધુમ થઈ રહી. વાજીંત્રો વાગવા લાગ્યા. બૈરાઓ, પોતાનો ઘાંટો બેસી જવા છતાં પણ મોટે સાદે તેમજ ઘોઘારી અવાજે ગીતો ગાવા લાગ્યાં. શેઠનો બુલંદ અવાજ જ્યાં ત્યાં સંભળાવા લાગ્યો. "ગોર! મૂહર્ત બરાબર જોજો. કાનજી! બેન્ડવાળાઓ છ વાગે તૈયાર હોવા જોઈએ. લીલા! માંડવો બરાબર શણઘારજે. માધવજીભાઇ! દર-દાગીનાની પેટી તો તમારેજ ઉંચકવાની. છગના! બૈરાઓને જોઇતી વસ્તુ તું પુરી પાડજે. પીતામ્બર! તારે તો મારી સાથેજ રહેવાનું." વગેરે વગેરે હુકમો એક પછી એક, એમ શેઠનાં મોઢામાંથી નીકળવા લાગ્યા.

મીજમાન ગૃહમાં પણ કંઇ ઓછી ધામધૂમ ન હતી. સૌ કોઇ પોતપોતાનાં શણગાર સજવામાં રોકાયું હતું. કાકાએ તો પોતાનો ડ્રેસ એજ રાખ્યો હતો, પણ મારે તો ફેરફાર કર્યા વિનાં ચાલે તેમ ન હતું. નિત્યના પહેરવેશની ટોપીને ઠેકાણે સાફો ગોઠવ્યો અને બદન ઉપર એક રેશમી ડગલો ચડાવ્યો. ધોતીયું નવું હોવાથી, તેમાં ફેરફાર કરવાની જરૂર ન જણાઇ. છ વાગ્યા કે વરઘોડાની તૈયારી થઇ. ગોર મહારાજે, "ચાલો-ચાલો! મૂહર્ત વહી જાય છે" પોતાનાં રજીસ્ટર્ડ નાદો શરૂ કર્યા. શેઠ તો તૈયારજ હતા, એટલે વરઘોડો પૂર દમામથી બહાર નીકળ્યો.

સરઘસની મોખરે નાનખટાઇ, ગાજરીઆ, ઠોકતાલી, મામદીન ચમનદીન વગેરે કીસમોનાં બેન્ડ હતા. તેની પાછળ માણસોનું ટોળું, પછી શેઠનો વરઘોડો અને છેવટે બૈરાઓનું ટોળું; એવી રીતે સરઘસ ક્રમશઃ સીંગલમાર્ચ કરતું હતું. કાકા માણસોનાં ટોળાની મોખરે છાતી

કાઢીને પછેડી ઉલારતા ચાલતા હતા. હું પણ શેઠના હુકમ મુજબ બૈરાંઓનાં ટોળાની પાછળ ચાલ્યો આવતો હતો. પીતામ્બરને તો શેઠની બાજુમાંજ રહેવાનું, એટલે તે બાપડો એક હાથે ઘોડીનું પૂંછડું ઝાલી તેમની સાથે-સાથે ચાલતો હતો. શેઠનો દમામ પણ એ વખતે કંઇ કમતી ન હતો. તેમની હંમેશની રાબેતા મુજબની ધોળા મૂછો ઉપર તેમણે કલફ ચડાવ્યો હતો. માથે મજબુતાઇથી સાફો બાંધીને પારદર્શક તાલને અદ્રષ્ય કરી હતી. આંખમાં ચાર નંબરનો સુરમો આંજીને નયન કામણગારા કર્યા હતા, અને મોઢાની અંદર પાનનાં ડૂચા ગોઠવીને ગાલને ઉપસેલા રાખ્યા હતા. એ ઉપરાંત ખભા ઉપર બુઠી તલવાર, હાથમાં શ્રીફળ માથે કલગી, કમરે ભેઠ, વગેરે સાધનોની મદદથી શેઠ વધારે શોભાયમાન લાગતા હતા, અને વારે ઘડીએ મીથ્યા ખોંખારા ખાઈ બીજાઓનું લક્ષ પોતાની તરફ ખેંચવાનો પ્રયત્ન કરતા હતા.

સરઘસ થોડેક દૂર ગયું હશે ત્યાં તો એક કૌતક થયું. ઘોડીને પોતાનો પતી સાંભળ્યો હોય, કે શેઠનાં વજનથી થાકી જતી હોય કે તેમનાં ખોંખારાથી ગભરાતી હોય, ગમે તેમ હોય, પણ તે ભડકી અને પાછલા પગનો ઉલાળો કર્યો. શેઠ ભડકયા, ગભરાણા અને શરીરનું સમતોલપણું ગુમાવીને ગબડી પડયા. હાથમાં ઝાલેલું નાળીએર ઉઢી ને પીતામ્બરનાં નાક સાથે અથડાયું અને તલવારનો હાથો અણુવરનાં માથા ઉપર પડયો. નાક ફૂટયું કે નાળીએર ફાટયું, તેની તે વેળાએ શોરબકોરમાં ખબર ન પડી, પણ એતો પાછળથીજ જણાયું કે પીતામ્બરે પોતાનાં નાકમાંથી અડધો રતલ લોહી ગુમાવ્યું. તલવારનો હાથો વજનદાર હોવાથી અણુવરનાં માથા ઉપર તેની બરોબર અસર થઇ. ભગલો હજામ તે દિવસે મસાલચી બનેલો હોવાથી તેને પણ ખમવું પડયું. શેઠની પાછળ તે પણ હાથમાં મસાલ પકડીને ખોખારા ખાતો ચાલ્યો આવતો હતો, પણ અચાનક ઘોડીની લાત તેને લાગી, અને પરિણામે તે બાપડાનાં પગનાં હાડકાનું પાંચ નંબરનું મજાગરૂં ઉતરી ગયું.

સરઘસમાં હો–હા તેમજ ખીલા–ખીલ થવા લાગ્યું, અને સાથે સાથે નાસભાગ પણ થવા લાગી. બૈરા મંડળમાં કંઇક કીકયારીઓ પણ સંભળાવા લાગી. શેઠ પડયા ત્યાં કાદવ હોવાથી તેમનાં કોટને, સાફાને અને ધોતીઆને ગંભીર ઇજા પહોંચી. કાકા સરઘસનાં મોખરે હોવાથી, આ બનાવ બનતાની સાથેજ નજીક આવ્યા. શેઠને ઉઠાડયા અને બીજા બેએક જણની મદદથી ઘોડી નજીક આણ્યા. છેવટે અડધા કલાકની સખ્ત હાડમારી પછી શેઠને પુનઃ ઘોડી ઉપર બેસાડવામાં તેઓ ફતેહમંદ થયા. શેઠ ઘોડેશ્વાર થયા કે તરતજ સરઘસે કન્યાનાં ઘર તરફ કવીકમાર્ચ કર્યું.

વરઘોડો શેઠનાં સસરાનાં ઘર આગળ પહોંચ્યો. સામૈયું તૈયાર હોવાથી તેમને વધારે વખત ખોટી થવું ન પડયું. શેઠ ઘોઢેથી ઉતર્યા અને પોંખાવા માટે માંડવા આગળ ઉભા રહ્યા. બૈરા મંડળે "ફટાણા" દીધા, પણ જાનૈયાઓએ તેનાં "વટાણા" કીધા. હથેવારનું મૂહર્ત ગોધુલીક હોવાથી ગોર મહારાજ આમથી તેમ ફોકટનાં આંટા મારી રહ્યો હતો. છ વાગતામાં તો ચોરી બંધાઇ ગઇ અને યજ્ઞકુંડ પણ તૈયાર થઇ ગયો. શેઠ મંડપમાં પધાર્યા અને બાજોઠ ઉપર બેઠક લીધી. શીવશંકર ગોર પધાર્યા કે તરતજ તેમણે યજ્ઞકુંડમાં જવ–તલને બદલે ભુસાની આહુતી આપવી શરૂ કરી દીધી. સાથે સાથે મગજમાં જે કોઇ પુસ્તકની લીટી યાદ આવે તે અશુદ્ધ સંસ્કૃતમાં બોલવા લાગ્યો. અને વારંવાર "સાવધાન! મંગલમ્ ભવતુ!" એ ઉચ્ચાર કરીને પોતે વિદ્વાન છે એવો ડોળ દેખાડવાને માટે મિથ્યા કોશીશો કરવા લાગ્યો.

આહુતી પુરી થઇ કે તરતજ ગોર મહારાજનો અવાજ ફાટયો. "કન્યા પધરાવો! મૂહર્ત બરોબર હાથ આવ્યું છે!" જાણે કેમ મૂહર્ત, ગોર મહારાજનો ચોર હોય અને પોતે તેને પકડી રાખેલ હોય! થોડીકવારમાં તો એક સાત વર્ષની બાલીકાને કન્યાના મામા ઉચકી લાવ્યા અને શેઠની બાજુના બાજોઠ ઉપર બેસાઢી. હું અને કાકા શેઠની ચોથી વારની પત્નીને જોઇને આભાજ બની ગયા.

સાત વર્ષની પત્ની, સાત વર્ષ ઘડાતાં લાગે, એટલે શેઠ હશે કે નહિ તેનો તો ભરોસોજ નહિ. કાકાની આંખો ઉઘડી. તેમને આ વિવાહ માણવો ઝેર જેવો લાગ્યો. લાગલાજ મારી પાસે આવ્યા. "છમના! આપણે તો આજ રાતનીજ ગાડીમાં જશું." કાકાનો મનોભાવ હું સમજી ગયો, પણ જરાક મજાક કરવાની ઇચ્છા થઇ. "કાકા! એકાદ મહીનો રહીએ તો શું ખોટું છે? મારી રજા પુરી થાય ત્યારેજ જઇએ."

"અરે ગાંડા! ઘર રેઢું છે, તેનું તને કંઇ ભાન છે? એક દિવસ પણ વધારે ના રોકાવાય."

લગ્નવિધી પુરી થઇ. શેઠે ઉભા થવાની કોશીશ કરી, પણ કન્યા ઉંઘી ગએલ હતી. એટલે એક ચીટીયો ભર્યો. "વોયમા!" કરતી કન્યા સફાળી જાગી ઉઠી.

"કેમ શું છે, જીવી?" કન્યાનાં મામાનો ઘાંટો સંભળાયો.

"મામા! જુઓને આ ડોસાએ મને ચીટીયો ભર્યો." શેઠની નવ–પરિણીતાએ કહ્યું.

બસ, થઈ રહ્યું. વિશેશ સાંભળવામાં કંઇ માલ ન જણાયો. કાકા શેઠ પાસે ગયા અને રજા માગી. શેઠે વધારે વખત રોકાવાને માટે પુષ્કળ આગ્રહ કર્યો, પણ કાકાનાં મકકમ વિચાર આગળ તેમનું કંઇ ઉપજ્યું નહિ ટ્રેનને ઉપડવાને હજુ સમય હતો, એટલે ઉતારે ગયા, ગાંસડા પોટલા સંભાળ્યા, અને વગર ટાંગે સ્ટેશને દોડયા.

ટીકીટ સીધી કરાચીની કઢાવેલ હોવાથી રસ્તામાં અમોને કંઇ તકલીફ ન પડી. પરંતુ "મામા! જુઓને આ ડોસાએ મને ચીટીયો ભર્યો." એ વાકયનો પ્રતિધ્વની તો ઠેઠ સુધી અમારી કર્ણેન્દ્રીય સાથે અથડાયાજ કર્યો...

# એક દ્રષ્ય.

"તુલસી! તને સાફ કહી દઉં છું કે તારે પેલા હરગોવિંદની પુત્રી સુરબાળા પાસે બીલકુલ ન જવું. જોતો નથી ગામમાં તારા વિષે કેવી અફવાઓ ઉડે છે? આપણું રહ્યું ખાનદાન ઘર. એટલે એવી અફવાઓ મારાથી નહિ સંભળાય. સમજ્યો?

"પણ, પિતાજી! હું..."

"કહું છું કે. હું બીલકુલ ખુશી નથી. મારી ના તે નાજ."

"પિતાજી! જેની સાથે મારે આખી જીંદગી ગાળવાની છે, તેવી સહચરીને હું જાતે શોધી લઉં તેમાં મેં શો ગુન્હો કર્યો? તે ગરીબ છે, એટલુંજ ને? પણ જ્યાં પ્રેમ હોય છે ત્યાં પૈસાની શી જરૂર છે?"

"તુલસી! તારા જેવા બેશરમ પુત્રની સાથે મને વાત કરતા પણ શરમાવું જોઇએ! તને એક વખત નહિ પણ અનેક વખત સાફ સાફ કહી ચૂકયો છું કે, એ રાંક હરગોવિંદની પુત્રી સાથે તારો કોઇ પણ ઉપાયે હું સંબંધ નથી કરવાનો!"

"પિતાજી! છેક નિર્દય ન થાઓ. મારા ભાવી સુખનો કંઇક વિચાર કરો!"

"વિચાર કરૂં? શું હું તારા જેવો અક્કલહીન્ છું તે મને વિચાર કરવાની જરૂર રહે? તારા વાસ્તે મેં વિચાર તો કયારનો બાંધી રાખ્યો છે. જગમોહનની પુત્રી લલીતા વાસ્તે મેં આજેજ માગું મોકલ્યું છે, અને આવતી કાલે તો "પડો" પણ જવાનો. જા, દોઢ-ડાહ્યો થારાાં! અ! જો પેલીને હવે પછી તું મળ્યો છે તો તારી વાત તું જાણુ!"

વ્હાલી સુરબાળા! તેજ સાંઝનાં નદીતીરે એકાંતમાં મળતાં તુલસીએ સુરબાળાને કહ્યું. "મારી આશા હવે તમારે માટે વૃથા છે. પિતાજીને મેં કેટલુંયે કહ્યું પણ તેઓ માનતા નથી. મને સાફ-સાફ કહી દીધું કે સુરબાળા સાથે તારો વિવાહ કોઇ પણ ઉપાયે કરવાનો નથી. સુરબાળા! અફસોસ! એ સ્વાર્થી પિતાને પોતાના પુત્રનું સુખ નથી જોઈતું પરંતુ પૈસો જોઇએ છીએ. ધિક્કાર હજો તેવી અઘટિત લાલસાને! સુરબાળા! મને ક્ષમા કરો! મેં તમારી સાથે પ્રેમ શા માટે બાંધ્યો, જ્યારે મારૂં કંઈ ઉપજતુંજ નથી તો?" એટલું બોલી તે અટકયો. ઉભયની આંખોમાં ઝળઝળીઆં આવી નીકળ્યાં.

"વ્હાલા! મારી પણ એજ સ્થિતી થઇ છે. ગઇ કાલે રાત્રીના આપના પિતા અમારે ત્યાં આવેલા. તેમણે મારા પિતાને ધમકી આપી, અને પરિણામે મારા બાપુએ મને આપને મળવાની સખ્ત ના પાડી. એટલુંજ નહિ પણ આપના પિતાના કહ્યાથી મારો સંબંધ પેલા ત્રીભોવનના પુત્ર જગજીવન સાથે તુરતમાંજ કરવો, એવું નક્કી થયું. હું નિરૂપાય હતી. નાથ! તે આખી રાત્રી હું રડી, ખૂબ રડી." એટલું કહેતાં સુરબાળાની આંખમાંથી અશ્રુપ્રવાહ વહી નીકળ્યો.

"સુરબાળા! સુરબાળા! રડો નહિ. તમને રડતાં જોઇ મારૂં હૃદય દુઃખાય છે. સમય ઘણો વિતી ગયો હોવાથી તમે હવે જાઓ. એક વખત છેલ્લો પ્રયત્ન હું કરી જોઇશ. પિતાજીને એક વખત કહીશ, વિનંતી કરીને કહીશ, પગે પડીને કહીશ; પરંતુ સુરબાળા! તમારા શિવાય અન્યને હું મારી હૃદયેશ્વરી નહિજ કરૂં." એમ કહી સુરબાળાની ગ્રીવામાં હાથ નાખી એક દ્રઢ અલીંગન કર્યું.

પ્રેમીઓ એક બીજાથી વિખૂટા પડયા

× × × ×

મુકરર કરેલ સમયે ઉભય પ્રેમીઓ પુનઃ મળ્યા.

"નાથ! આપના પિતાએ શું કર્યું?"

"ન કહેવાનું કહ્યું. સુરબાળા! પિતા મારો તિરસ્કાર કરે છે. હવે તો છેલ્લો ઉપાય એજ કે આપણે અહિંથી કોઇ અન્ય જગ્યાએ ઉપડી જઇએ."

"નહિ—નહિ."

"પણ, સુરબાળા! બીજો કોઇ ઉપાય નથી."

"નહિ, નાથ! એ વિચાર હૃદયમાં લાવશો નહિ. એથી તો ઉલટું કુળ ઉપર કલંક લાગે, ગામમાં વાતો થાય અને જ્યાં ત્યાં આપણે ગવાઇએ."

"પરવા નહિ. હું ગામની લોકનીંદાથી ડરતો નથી. તેમજ જ્યારે પિતાને પુત્રની દરકાર રહેતી નથી ત્યારે પછી પુત્રે શા માટે પિતાનો ત્યાગ ન કરવો?"

"નહિ, નાથ! હું તે વાતમાં બીલકુલ સંમત નથી."

"ત્યારે, સુરબાળા! બીજો કોઇ ઉપાય બતાવો કે જેથી આપણી ઐકયતા અવિચળ રહે."

"એક છે."

"શું?"

"આ સામે દેખાતી નદી."

"એટલે?"

"એટલે એજ કે આપણે પૃથ્વી ઉપર કોઇ કાળે સુખી નથી રહેવાના, પણ પૃથ્વીનાં પેટામાં આપણા માટે શાંતિનું સામ્રાજ્ય તો છેજ."

તુલસી સમજી ગયો. ધડકતા હૃદયે તેણે ડોકું નમાવ્યું. તે સુરબાળાના હૃદયની ઇચ્છા કળી ગયો. તેણે જોયું તો સુરબાળા જીંદગીથી કંટાળી ગઇ હતી, અને પ્રાણ ત્યજવાને માટે તૈયાર હતી. જો પોતે ના પાડશે તો પણ પાછળથી તે આપઘાત તો જરૂર કરવાની, અને પોતાનો પ્રેમ તેને વાસ્તે તદન જુઠ્ઠો ઠરશે, એમ તેને લાગ્યું.

બસ આપઘાત, તે આત્મગત બોલ્યો. એ થકીજ સુરબાળા મને મળશે; અને પિતા પણ પોતાની હઠનું પ્રાયશ્ચિત કરશે. એમ તેને લાગ્યું. તે તૈયાર થયો.

"સુરબાળા! સુરબાળા! ચાલો, ઝટ કરો. મારા હૃદયમાં પ્રેમ જ્વળા સળગી રહી છે. અને તે આ ભાગીરથીજ શાંત કરશે. ચાલો, હું તૈયાર છું."

આમ કહી એ પ્રેમીજનો અરસપરસ ગ્રીવામાં હાથ નાખી નદીકાંઠે આવ્યા. અલ્પ સમય તેઓ એક બીજાની આંખોમા જોઇ રહ્યા. ઉભયને તે આંખોમાં પ્રેમ–જ્વળા સ્પષ્ટ દેખાતી હતી સુરબાળા! "આ માતૃભૂમિને છેવટનાં પ્રણામ." કહેતા ઉભય તે પાણીનાં અગાધ જળમાં કૂદી પડયા. પાણી ઉછળ્યું. થોડાક પરપોટા; અને થયું. એ પ્રેમીજનો ભાગીરથીનાં ઉદરમાં સદાને માટે શાંતિ પામ્યા.

× × × ×

હજુ પણ ગામના કેટલાક અજ્ઞાન, મૂર્ખ અને બેવકૂફ લોકો કહે છે કે, સુરબાળાએ તુલસી ઉપર 'દાણા' મંતરાવ્યા હતા.

# લલીતાના લગ્ન.

"બા, કંઇક માન હો! પ્રભુ! તુંયે કેમ રૂઠયો છે? જો જીવતીને જીવતી આવી આગમાં હોમાવવી હતી, તો જન્મતાંજ મૃત્યુ કેમ ન આપ્યું? પ્રભુ! તું દીનદયાળુ કહેવાશ, પ .'.

"રાં......તારો બકવાટ બંધ નથી કરતી કેમ? ન્હાને મોઢે આવી લાંબી જીભડી ચલાવશ તે, ચૂપ કરશ કે નહિ?"

"બા બા! શું તને દયા નથીજ આવતી? જો દયા ન્હોતીજ તો આવડી મોટી સમજણ કરતાં પહેલાં જન્મતાંજ ગળે ટૂંપો કેમ ન આપ્યો? કંઇ નહિ તો ભલે એક શિક્ષીત પણ ગરીબ યુવાનને સોંપ, પણ એ મારા દાદા જેવડા બુઢ્ઢા તવંગરને ન સોંપ. બા! ત્હારે પગે પડું છું, કંઇક તો દયા કર."

"શું છે લલીતા? આવા પ્રસંગે રૂદન કેમ થાય છે?"

"આ તમારી લલીતા કહે છે કે એને હરિવલ્લભશેઠ સાથે લગ્ન નથી કરવા. લ્યો, જે કરવું હોય તે કરો, મારાથી તો નથી માનતી."

"કેમ લલીતા, શું છે?"

"બાપુ! શું કહું? હૃદયની વેદના અને ભવિષ્યનો વિચાર આજે તમારી શરમની મર્યાદા ઓળંગાવે છે–મૂકાવે છે. બાપુ! મારો વિચાર એ બુઢ્ઢા વેરે લગ્ન કરવાનો નથી. બાપુ! શું તમેય નહિ માનો?"

"જો, એવી ઘેલી વાતો ના કર. અમો બેઠાં, ત્હારાથી તે આવી વાત થાય? અમોએ શું ત્હારા ભવિષ્યનો વિચાર નહિ કર્યો હોય? ચાલ, ડાહી થા! અરે શારદા! આ લલીતાને સમજાવીને લઇ જા અને ઘરેણા–વસ્ત્ર પહેરાવ. ચાલ ઝટ કર, હવે વખત નથી."

"બાપુ! તમે નહિંજ માનો? આ મ્હારા ભવિષ્યનો વિચાર આવોજ કરશો?"

"ચૂપ કર, ઝાઝો બકવાટ નહિ. અમે જે કર્યું, તે ઠીકજ કર્યું છે. મૂર્ખી! ધનના ઢગલા ઉપર બેસીશ. તેનું તને કંઈ ભાન છે?"

"બાપુ!–બા! કંઇક તો દયા લાવો. એ ધનનો ઢગલો મને નથી જોઇતો. આમ જીવતે જીવત નર્કયાત્રા ભોગાવવા કરતાં, વૈધવ્યદશામાં સબડાવવા કરતાં, અફીણ ઘોળી પીવડાવો; પણ તમને શું? પૈસા સાટે મારૂં જીવન નષ્ટ થતું હોય, જીવન ચેતનહીન થતું હોય. તોયે તમને શું હાય લક્ષ્મી! બા! તું આમ મૂઢ જેવી કેમ ઉભી છે? જન્મ આપી લાલનપાલન આ માટે કર્યું હતું? તું મારે માટે કંઇ નહિ કરે? ઓ પ્રભુ! દયા તો કંઈ નહિ, મૃત્યુ તો આપ." લલીતા વધુ બોલી શકી નહિ. પત્થરને પણ પીગળાવે તેવા આર્તનાદ ભર્યા શબ્દો ઉચ્ચારીને મુર્છા ખાઈ, ભોંય ઉપર ઢળી પડી.

લલીતાની મુર્છા જોઇ, તેણીના માતા-પિતા ગભરાયા. યોગ્ય ઉપચારો એકદમ યોજાયા. તેણીના મસ્તક ઉપર ઠંડક અને ગુલાબજળનો છંટકાવ ચાલુ થયો. ટૂંક સમયે લલીતા શુદ્ધિમાં આવી અને જાણે કેમ કંઇક નવુંજ જોતી હોય તેમ આશ્ચર્યચકિત દ્રષ્ટિએ આમતેમ જોતી બોલી:–" શું હું હજુ જીવું છું? હું મરી નથી ગઇ? હે પ્રભુ! શું દુઃખ ભોગવવું હજુ બાકી છે?"

લલીતાને મુર્છા વળી જાણી માતપિતા ખુશી થયા. તુરતજ શારદાને બોલાવવામાં આવી અને લલીતાને કપડા–દાગીના પહેરાવવાનો પિતાનો હૂકમ છૂટયો.

શારદા એમજ ઉભી રહી.

"કેમ શારદા! મેં કહ્યું તે સાંભળ્યું?" લલીતાનો પિતા જરા કડકાઇથી બોલ્યો.

"હા, જરા લલીતાબ્હેનને આરામ લેવા દો એટલે પહેરાવું છું." શારદાએ યોગ્ય પ્રત્યુત્તર વાળ્યો.

"પણ આ બાજુ સામૈયું નીકળી ચૂકયું છે. અત્યારે આરામ લેશો તો તૈયારી કયારે કરશો? ચાલ પહેરાવ."

"પણ બાપુ! મ્હારે પરણવુંજ નથી તો તૈયારી શાની? લલીતા વચ્ચે બોલી."

"શું કહ્યું?"

"મારે પરણવું નથી." લલીતા પોતાના શબ્દોને વળગી રહી.

હું જ્યાં સુધી ત્હારી સાથે શાંતિથી વાત કરૂં છું ત્યાં સુધી તને કોઇ જાતનો વિચાર નથીજ થતો, કેમ?"

"હું વિચાર કરીનેજ બોલું છું.

"એટલે તું આમ માનવાની નથી એમજને?"

"મ્હારા માનવાને તમો કયાં માનો છો?"

"ચૂપ કર! ઝાઝી લવારી નહિ. ચાલ, ઉભી થા!"

"તમારાથી થાય તે કરો, હું નથી ઉઠવાની."

"એમ?"

"હા."

"જોઉં છું કે કેમ નથી ઉઠતી." કહીને તે કસાઈ સમા પિતાએ ખુણામાં પડેલી એક સોટી ઉંચકીને લલીતાનાં બરડા ઉપર લગાવી.

"ભલે, તમે મને મારી નાખો, કાપી નાખો, તમારાથી જે ન બની શકે તે કરી દેખાડો, છતાં પણ હું તમારી વાત નહિજ માનું."

ત્યાં તો એક–બે–ત્રણ, એમ એક પછી એક સોટીના સડાકા નીર્દય રીતે લલીતાના બરડા ઉપર પડવા લાગ્યા. શ્વાસોશ્વાસ થઈ રહી. છતાં પણ બેખ્યાલ પિતાની સોટી વીરમી નહિ.

"કેમ તારી હઠ મુકે છે કે નહિ?"

"નહિ."

" નહિ ?"

" ના."

હૃદયહીન પિતા કંઇ પણ વિચાર કર્યા વગર સોટી સાથે આગળ વધ્યો. લલીતાના કુમળા શરીર ઉપર એક પછી એક એમ પુષ્કળ સોટીના ફટકા પડવા લાગ્યા. લલીતા ફરી બેશુદ્ધ બની ગઇ. 'તમાશાને તેડું ન હોય' એ કહેવત અનુસાર ઓસરી બહાર કેટલાક પાડોશીઓ એકઠા થઇ ગયા અને ઘરના દરવાજાને જોરથી ઠોકવા લાગ્યા.

"ખોલો, ખોલો! આવા પ્રસંગે આ શું કરવા માંડયું?" આવા જુદી જુદી જાતના અનેક પ્રશ્નો બહારથી પૂછાવા લાગ્યા.

દરવાજો ખુલ્લો થયો, તેવાજ બે-ચાર પાડોશીઓ ઘરમાં ઘૂસી આવ્યા.

"સોમચંદભાઇ! શું છે?" એક પાડોશીએ પ્રશ્ન પૂછયો.

"કંઇ નહિ એ......તો જરા આ નબળાઇને લીધે લલીતાને મૂર્છા આવી ગઇ છે." સોમચંદે લલીતાના પિતાએ-સત્ય હકીકતને છૂપાવતાં પ્રત્યુત્તર આપ્યો.

"પણ તેમાં આમ બૂમ-બરાડા શાના થતા હતા?" પ્રશ્નકર્તાએ શંકા ઉઠાવતાં પૂછયું.

"તેની સાથે તમને શું લાગે વળગે?" સોમચંદ જરા ગુસ્સે થતાં બોલ્યો.

"ભાઈ, બીજું તો કંઇ નહિ પણ જો પોલીસને આ વાતનો સહજ ઇશારો પહોંચ્યો તો પછી જ........"

લલીતાનો પિતા સોમચંદ પોલીસનું નામ સાંભળતાંજ ટાઢોબોળ થઇ ગયો. જેમ-તેમ સમજાવી પાડોશીઓને બહાર કાઢયા. આ બાજુ વખત થઇ ગયો હોવાથી સગા-સ્નેહીઓ પણ આવવા લાગ્યા. લલીતાને બેશુદ્ધિમાંજ કપડા પહેરાવવામાં આવ્યા. થોડા સમયમાં લલીતાની

મૂર્છા વળી. બે–ચાર મીનીટ આશ્ચર્યસ્તંભિત્ નેત્રે ચોતરફ દ્રષ્ટિપાત કર્યો. કંઇક નિશ્ચય થયો, અને બધા સાંભળે તેમ બોલી:—

"હું તમારી ઇચ્છા મુજબ વર્તવાને તૈયાર છું."

એ સાંભળાને ઘરના માણસો એક બીજા સામુ ફાટી આંખે જોઇ રહ્યા. લલીતાના વિચારમાં આમ એકાએક પરિવર્તન શાથી થયું, તેનો ભેદ કોઇ પણ ઉકેલી ન શક્યું.

× × × ×

હરિવલ્લભશેઠ શહેરમાં અગ્રગણ્ય ગણાતા એક ધનાઢ્ય વ્યાપારી હતા. લક્ષ્મિદેવીની તેમના ઉપર સારી કૃપા હતી. બબ્બે પત્નિઓ કર્યા છતાં પણ ઇશ્વરે તેમને વારસ–પુત્રનું સુખ ન આપ્યું. શેઠે "વન" નું રણ હજુ હમણાજ છોડયું હતું; અને તે માટે તેમના અનુયાયીઓ તરફથી શેઠને મુબારકબાદી પણ મળી હતી. બીજી પત્નિ પરલોક સીધાવ્યે હજુ મહીનો માસ માંડ વીત્યો હશે ત્યાં તો શેઠને ભવિષ્યમાં મીલકતની વ્યવસ્થાનો વિચાર ઉદ્દભવ્યો. 'મૃત્યુ પછી જો પુત્રના હાથથી પીંડદાન ન થાય તો નર્ક મળે' એવો દ્રઢ વિચાર તેમના હ્રદયમાં રમાતો હોવાથી શેઠે ત્રીજી વખત ઘોડે ચડી, લગ્નનો લ્હાવો લેવાનો નિશ્ચય કર્યો. મોટા મુનીમ પાનાચંદને નજર ઠરે ત્યાં સોદો કરવાનો હુકમ આપ્યો, અને 'કન્યા ફુટડી હોવી જોઇએ' એમ કહેવાનું પણ ચૂક્યા નહિ. પાનાચંદની ઠરેલ દ્રષ્ટિ કેટલીયે કુંવારી કન્યાના ઘર ઉપર ફરી વળી. છેવટ સાધારણ સ્થિતીના સોમચંદની લાલીત્યભરી લલીતા તરફ તેની દ્રષ્ટિ ખેંચાણી 'કમીશન એજન્ટો' મારફત ચાર હજાર સુધીની ઑફર ગઇ. પણ સામા પક્ષે કંઇક વધારે માંગ્યું. છેવટે હા–ના કરતા પાંચ હજારે સોદો કબુલ થયો. લલીતા પાંચ હજારમાં લીલામ થઇ.

× × × ×

આજે શેઠના લગ્નોત્સવનો દિવસ હતો. ધામધૂમ અને ભભક–ઝમકમાં કોઇ જાતની ઓછપ નહોતી. શેઠનું વ્યાપારી મીત્ર

મંડળ, અંગત મીત્રો, સગા–સ્નેહીઓ, અને બીજા કેટલાયે ઓળખાણ પીછાણવાળાઓ વગેરેથી વેવાઈનો મંડપ ભરચક થઇ ગયો હતો. આગંતુકોનું, પાનસીગારેટ ઇત્યાદીથી આગ્રહપૂર્વક સ્વાગત થતું હતું. 'ચોરી' તૈયાર ન થાય ત્યાં સુધી હરિવલ્લભશેઠ અન્ય જંનાની વચ્ચમાં સાર વગરનાં ગપ્પા હાંકતા બેઠા હતા.

"ચાલો, શી વાર છે?" 'ચોરી' બંધાઇ રહેતાં ગોરમહારાજે અવાજ કર્યો.

"અરે, બધી તૈયારી છે. વાર તે શી! શારદા! જુઓ જોઇએ, 'બ્હેન' તૈયાર છે કે?" સોમચંદે ગોરમહારાજને પ્રત્યુત્તર આપતાં શારદાને હુકમ કર્યો.

સ્ત્રી–વર્ગમાંથી શારદા ઉભી થઇ, લલીતાને લેવા ઘરમા ગઇ. પણ લલીતા ત્યાં ન હતી. એટલે આડોશી પાડોશીના ઘરો તરફ વળી; ત્યાં પૂછતાં કોઇએ લલીતા આવી હોય એમ કહ્યું નહિ. લલીતાની માતાને બોલાવવામાં આવી, અને લલીતા ઘરમાં કે આડોશ પાડોશમાં ક્યાંયે નથી એમ જણાવ્યું.

"હેં...? શું...? લલીતા ઘરમાં નથી?" લલીતાની માતાએ બહાવરી બનતા પૂછ્યું.

"અહિં તો કયાંયે નથી દેખાતી."

"ત્યારે ગઇ કયાં? કોઇને કહ્યા કારવ્યા વીના! જા–તો તેના બાપુને બોલાવ જોઇએ." કંઇક વ્હેમ આવતાં સોમચંદને બોલાવવામાં આવ્યો.

સોમચંદ આવતાંજ લલીતા ગૂમ થયાની વાત જણાવવામાં આવી. સોમચંદ દીંગમૂઢ બની ગયો. 'કયાં ગઇ હશે?' એ વિચારથી તેનું મગજ ફરવા લાગ્યું. છતાં મોઢું ભારે રાખી બોલ્યો:—"જશે તે કયાં? આટલામાંજ હશે. કયાંક બેઠી હશે. બરોબર તપાસ કરો જોઇએ."

એક–બે જણ મજલાઓમાં, એક–બે અગાશી ઉપર, તો કોઇક ઘર બહાર આજુબાજુ ગૂપચૂપ તપાસ કરવા નીકળી પડયા, પણ કંઈ પત્તો ન લાગ્યો.

"અરે ચાલો! ઝટ કરો. શુભ ઘડી વીતી જાય છે." ગોરમહારાજનો ઘાંટો ફરી સંભળાયો. કેમ મોડું થયું તે તપાસ કરવા બે–ચાર સગાઓ અને ગોરમહારાજ ઘરમાં ગયા. પણ ફક્ત એક ગોરમહારાજ કે જે ઘરના આપ્તજન હતા તેમનેજ વસ્તુસ્થિતી સમજાવવામાં આવી અને કહ્યું કે, હમણા એવી વાત ઉડાવો કે 'કન્યાને મુર્છા આવી ગઇ હોવાથી બે એક કલાક સુધી લગ્નક્રિયા કરવામાં હરકત જેવું છે, અને હસ્તમેળાપ આ પછીના બીજા શુભ ચોઘડીયે થશે—વગેરે.'

ગોરમહારાજે આ ગપ્પ બહાર પાડી. કેટલાકોયે આ વાત સત્ય માની. જ્યારે કેટલાકોનાં હૃદયમાં કંઇક સંશય પેઠો; અને થોડાક તો 'એવું અચાનક શું થયું?' એ જોવા ઘરમાં ઘૂસવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પણ 'હવા બંધ થશે' એ બ્હાને કોઇને આંગણા પાસે પણ ન આવવા દીધા.

જ્યારે આ બાજુ કેટલાક સંશયીઓએ એવી વાત ઉડાવી કે "એ–તો સોમચંદે શેઠના પૈસા હજમ કરવાની આ યુક્તિ રચી છે. એમ તે કંઇ મૂર્છા આવે?"

"ના–ના, ભાઇ, એ તો લલીતા શેઠને પરણવા નહોતી માગતી એટલે ન્હાસી ગઇ છે." એક બીજા શખ્સે પોતાનો સંશય જણાવ્યો.

"ના–ના, એ તો ડૉકટરને બોલાવવાની અને ઉપચારો યોજવાની ધમાધમી થતી હશે. જરૂર મુર્છા હોવી જોઇએ. કંઇ ખોટું હોય?" કોઇક ભલો માણસ બોલ્યો.

"ત્યારે સોમચંદ કયાં?"

'ડૉકટરને બોલાવવા ગયો હશે, બીજે તે વળી કયાં જશે?"

આવા કેટલાયે વિચારોનું ખંડન–મંડન થવા લાગ્યું.

હરિવલ્લભશેઠે પોતાના હ્રદયને અનેક પ્રશ્નો પૂછ્યા, પણ કંઇ સમજવામાં નહિ આવવાથી 'જેવી મારા રામની મરજી' એમ ઇશ્વર ઉપર બોજો નાખી દઈ જે થાય તે જોવા લાગ્યા.

એકાદ કલાક વહી ગયો. છતાં નતો લલીતાની મૂર્છા વળી કે નતો સોમચંદ પાછો આવ્યો, કે ન ડૉકટર આવ્યો. બધા ઉંચા નીચા થવા લાગ્યા. મૂર્છાની વાત સાચી માનનારાઓને હવે કંઇક અંશે વ્હેમ આવવા લાગ્યો.

બીજો અડધો કલાક પણ એમજ નીકળી ગયો.

"કેમ કંઇ આ ગોટાળાની ખબર પડી?"

"ના—ના, શું છે?"

"લલીતા ન્હાસી ગઈ"

"ખોટું. એ નજ બને."

"તારા સોગન. તેઓનો એક નિકટનો સગોજ મને હમણા આ વાત કરી ગયો."

"છી! હું આવી વાત ન માનું. લલીતાનું ગજું શું, કે ન્હાસી જાય! પછી તો પ્રભુ જાણે."

બે મીંઢા ઉપર પ્રમાણે વાતો કરતા હતા.

ધીમે ધીમે લલીતા ગૂમ થયાની વાત ચારે તરફ પ્રસરી ગઇ. હરિવલ્લભશેઠનાં હૃદયમાં આંચકો પડયો, અને ધૂંવા–ફૂવા કરવા લાગ્યા.

"આવો જુલમ! સોમચંદ! તારીજ લુચ્ચાઇ છે. વિશ્વાસઘાત્! આ બાજુ છોકરીને ગૂમ કરી પાછળથી પોતે ગૂમ! અને મારા પાંચહજાર રૂપીઆ પણ ગૂમ! જાવ પોલીસને ઝટ ખબર કરો. ગમે તેમ થાય પણ આજને આજ લગ્ન થવા જોઇએ. જાવ, ઝટ જાવ. પોલીસને બોલાવો." શેઠ જેમ ફાવે તેમ બોલવા લાગ્યા.

"શેઠ! જરા શાંત રહો. સોમચંદ પોલીસમાંજ ગયો છે. લલીતા ગૂમ થઇ એ બીના સત્ય છે, અને તેમાં સોમચંદની જરાયે લુચ્ચાઈ નથી. આવવા દયો, એટલે તુરત ખબર પડશે." સોમચંદના એક સ્નેહીએ ધીરજતાથી કહ્યું.

"હવે એ શું આવશે, મારૂં કપાળ! પાનાચંદ! તમે તાકીદે જાવ, અને પોલીસને ખબર કરો." શેઠને કેમેય ધારણા નહોતી થતી.

ત્યાં–તો સોમચંદ, એક ફોજદાર અને કેટલાક પોલીસ સીપાઈઓની સાથે આવતો દેખાયો.

"કાં, શું થયું? કંઈ પત્તો લાગ્યો?" લલીતાની માતાએ સોમચંદને જોતાંજ અધીરાઈથી પૂછ્યું.

"ના......ક્યાંયે પત્તો મળ્યો નહિ." સોમચંદે હતાશ હદયે પ્રત્યુત્તર આપ્યો.

"હાય......હાય......દીકરી! તને તે શું સૂઝયું? ક્યાં ગઈ? ઉં......હુ......ઉહુ......" લલીતાની માતાએ પ્રત્યુત્તર સાંભળી છુટે મ્હોડે રૂદન ચાલુ કર્યું.

આડોશી પાડોશીના બૈરાંઓ માટે આ રૂદન જાણે કેમ સ્પેશીયલ કૉલ હોય, એટલે એક પછી એક તેઓ સર્વે આવી પહોંચ્યા. એક બાજુ માંડવાના, અને બીજી બાજુ વરપક્ષના એમ મનુષ્યોનું એક મોટું ટોળું એકઠું થઈ ગયું જેને જેમ ફાવે તેમ વાતો કરવા લાગ્યા, તો કેટલાક લલીતાના માતાપિતાને અશ્વાસન આપવા લાગ્યા.

આ બાજુ પૂરૂષવર્ગમાં પણ હાહાકાર થઈ રહ્યો. લલીતા ન્હાસી ગઈ. કે ગૂમ થઈ ગઈ–પણ 'ગઈ' એ વાતે શેઠને તદન શીથીલ બનાવી મૂક્યા. શેઠે પોતાના એક કર્મચારીને લથડતા અવાજે કહ્યું "મને ઘેર લ...ઈ ચાલો." શેઠને બેસવા માટે પુષ્કળ સમજાવવામાં આવ્યા, પણ છેવટે ન માનતાં તેમને ગાડીમાં ઘાલી ઘર તરફ રવાના કર્યા.

× × × ×

બીજે દિવસે સવારનાં પહોરમાં શહેરનાં એક મુખ્ય વાપી–તીરે લલીતાનું શબ દ્રષ્ટિએ પડતું હતું, અને એક પોલીસ અમલદાર "પંચ" એકઠું કરી, કેટલાક શખ્સોની જુબાની લઈ રહ્યો હતો. *

* એક સુહૃદનાં સંગ્રહસ્થાનમાંથી, ફેરફાર સાથે

# એક પત્ર.

વ્હાલા પ્રાણનાથ,

તમારો પત્ર તો હોયજ ક્યાંથી! આ દાસી ઉપર દયા હોય તોજ ને! હશે, હું ક્યાં તમોને ગમું છું કે તમો મારી ભાળ રાખો! એ તો મારોજ વાંક છે. મેં તમોને સુખજ ક્યાં આપ્યું છે! મારામાં આવડત હોય તોજ ને! એમ તમે નહોતા કહેતા?

નાથ! હવે તો આ છેલ્લીજ ઘડી સમજવી. અંતકાળ નજદીક છે એટલે હૃદય દુભાય છે, અને ઉભરો બહાર કાઢ્યા વિના પણ નથી ચાલતું. નાથ! યાદ છે આપણી પ્રથમ મુલાકાત? જીવકોર ફૈઇને ત્યાં "ખોળો" હતો; આપણે ત્યાંજ મળેલા. તમો વારંવાર બહાના કાઢીને બૈરા-મંડળ પાસે આવતા. શા માટે? કહું? મને જોવા માટેજ. અને યાદ છે પછીની વાત? અઠવાડીઆ પછી તમારા પિતા અમારે ત્યાં આવેલા; શા સારૂ? નાથ! એ તો તમે ક્યાં નથી જાણતા?

આપણું સગપણ થયું અને ગોળ-ધાણા વહેંચાણા. અહાહા! એ કેવો મીઠો પ્રસંગ! "હેમચંદશેઠનો નાનુ અને ધનજીશેઠની ગીરી" એ વાક્ય જ્યાં-ત્યાં નહોતું સંભળાતું? યાદ છે પછીની વાત? દરભમભાઇને ત્યાં કાન્તિનો વિવાહ હતો; અને આપણે ચોરી છૂપકીથી મળીને આઇસ્ક્રીમ નહોતું ખાધું? નહાનીબા જોઇ ગયા હતા એટલે કેવા આપણને ઉધડા લીધા હતા? તમોને તો કંઇ નહિ; નીચું મોં ઘાલીને ઉભા રહ્યા. પણ હું? મારાથી કેમ ઉભાય? હું તો ન્હાસી ગઇ. ત્યાર પછી મને એકાંતમાં મળવાને તમે કેવા બહાના રચતા?

પણ નહાનીબાની બીકે હું તમારાથી દૂરજ નાસતી. બધા કહેતા કે નાતુ છકી ગયો છે; પણ કોના માટે? મારે માટે તો નહિ!

ચારેક માસ પછી આપણા લગ્ન થયા. એ લગ્નનો પ્રસંગ પણ યાદ છે ને? શિવલાલ ત્રવાડી આપણી સન્મુખજ હતો તો પણ તેની આંખોમાં ધૂળ નાખીને તમો મારો હાથ નહોતા દબાવતા? અને ભૂલી ગયા કે આપણી પરણ્યાની પહેલી રાત્રી? મેડીએ તમો રાહ જોઇને બેસી રહેલા; હું ઉપર આવી, પણ અટકી. કંઇક સાંભરી આવ્યું, આંખમાંથી થોડાક આંસુ સરી પડયા. કેમ, શું છે? એમ તમે નહોતું પૂછ્યું? "પીયેરને ત્યાં પતિનનું સર્વ કોઇ, પણ પતીને ત્યાં તો ફક્ત પતીજ." એ વાક્યનાં ખુલાશામાં તમો મને કેવા અશ્વાસનો આપતા હતા? નાથ! એ ઘડી મને યાદ છે. ભૂલી કેમ જાઉં?

બે વર્ષ વીતી ગયા. તમારો સ્નેહ અગાઉનાં જેવો ન રહ્યો. બા સખ્ત બન્યા; જેઠાણીને તો હું ભાર રૂપજ હતી. કારણ? હું જરા કાળી હતી. એમ સૌ કોઇ નહોતા કહેતા? હું રડતી; પૂર્વનાં સ્મરણો સંભારીને વિશેશ રડતી. તમારી પાસે આવતી, મારૂં દુ:ખ કહેતી; પણ તમોને તો હું ગમતીજ નહિ. નાથ! પત્નીનું તો મારા દુ:ખનુંજ છે યાદ છે પેલી રાત્રી? ઑફીસેથી ઘેર આવતાંજ મેનાભાભીએ તમારા કાન ભંભેર્યા; તમે ઉશ્કેરાયા. અને પછી? તમે મને નહોતી મારી? તે આખી રાત્રી હું ખૂબ રડી; ખૂણામાં પડી રહી, પણ તમોએ મારી જરા પણ દરકાર કરી? દરકાર નહિ પણ મારૂં કંઇ સાંભળ્યુએ ખરૂં? નહિજ. બીજે દિવસે મારને લીધે તો મારા સાંધા દુ:ખતા હતા. મેનાભાભીએ કહ્યું કે હું ઢોંગ કરૂં છું બા કહે કે હું નીતખોટી છું. અને તમે? તમે પણ તેઓનો પક્ષ નહોતો ખેંચ્યો? ન દેવાતી ગાળો સંભળાવી, ન કહેવાનું કહ્યું અને અધૂરામાં પૂરૂં તેજ વખતે બાજુએ પડેલો અધ્ધસેરો તમોએ મારા ઉપર ફેંક્યો. હું પડી ગઇ. મેનાભાભી હસતા હસતા ચાલ્યા ગયા. બા અને તમે રસોડામાં ગયા. હું એકલીજ રહી, અને રડી; ખુબ રડી—પણ હતી કોઇને મારી દરકાર?

એક વખતનો એ પ્રસંગ હતો. શરીરમાં ઝીણો ઝીણો તાવ હતો, અને અશક્તિ પણ હતી. આરામને ખાતર હું જરાક સુતી, પણ તે મેનાભાભીને ન ગમ્યું. "જુઓને નીતખોટી થઈને સુતી છે." એમ કહીને કેડ ઉપર એક લાત લગાવી. એક તો શરીરમાં અશક્તિ તેમાં વળી કેડ ઉપર થએલી ઇજા, એટલે બોલવાની તાકાત મારામાં ન રહેના, હું એમજ પડી રહી. સાંઝનાં તમો ઘેર આવ્યા, મેનાભાભી તો તમારી કને મારી પહેલાંજ પહોંચી ગયા. તમોને કંઈક કહ્યું કે લાગલાજ મારી પાસે આવ્યા. તે વખતે તમારા હાથમાં છત્રી હતી, તે પણ ઠીક કામ આવી. નાથ! યાદ છે તે વખતનાં પ્રહારો? મારી કંઇ પણ વાત તમોએ સાંભળી? મારો ગુનોહ શું હતો તે તમોએ મને કહ્યું? નાથ! તે વેળાએ તો ઇશ્વર પાસે હું મોતજ માગતી હતી. ઘરનો ત્રાસ મારાથી સહન નહોતો થતો. હું જીર્ણ થઇ ગઇ હતી. શરીરમાં તો ફક્ત હાડકાંજ રહ્યા હતા અને પાડોશણો પણ એમજ કહેતી કે "ગીરી, તું તો બહુજ લેવાઇ ગઇ છો." હું તેઓને શો જવાબ આપું? કંઇજ નહિ. "પત્નીને ત્યાં પતિનનો પતીજ" એ આશા પણ નષ્ટ થઇ. મારૂં દુઃખ ટાલવાનું કંઇ સાધન ન રહ્યું. એમજ કહોને—હું અબળા એકલીજ રહી.

નાથ! હવે તો હું વધારે લખીને તમોને તકલીફ નથી આપતી. હું રંગે કાળી છું અને તમને નહિ ગમું, એ સ્થિતીની જો અગાઉથીજ મને ખબર પડી હત, તો નાથ! હું તમોને પરણીને દુઃખી નજ કરત!

નાથ! હવે હું જાઉં છું અને આ દાસીનાં છેવટનાં પ્રણામ સ્વીકારશો. પણ મારી એક છેલ્લી વિનંતી સાંભળશો?

કહું? નાહની જશુને ના દુભાવતા.

એજ,

લી૦ આપની ગીરી.

પણ નહાનીબાની બીકે હું તમારાથી દૂરજ નાસતી. બધા કહેતા કે નાનુ છકી ગયો છે; પણ કોના માટે? મારે માટે તો નહિ!

ચારેક માસ પછી આપણા લગ્ન થયા. એ લગ્નનો પ્રસંગ પણ યાદ છે ને? શિવલાલ ત્રવાડી આપણી સન્મુખજ હતો તો પણ તેની આંખોમાં ધૂળ નાખીને તમો મારો હાથ નહોતા દબાવતા? અને ભૂલી ગયા કે આપણી પરણ્યાની પહેલી રાત્રી? મેડીએ તમો રાહ જોઇને બેસી રહેલા; હું ઉપર આવી, પણ અટકી. કંઇક સાંભરી આવ્યું, આંખમાંથી થોડાક આંસુ સરી પડયા. કેમ, શું છે? એમ તમે નહોતું પૂછ્યું? "પીયેરને ત્યાં પત્નિનું સર્વ કોઇ, પણ પતીને ત્યાં તો ફક્ત પતીજ." એ વાક્યનાં ખુલાશામાં તમો મને કેવા અશ્વાસનો આપતા હતા? નાથ! એ ઘડી મને યાદ છે. ભૂલી કેમ જાઉં?

બે વર્ષ વીતી ગયા તમારો સ્નેહ અગાઉનાં જેવો ન રહ્યો. બા સખ્ત બન્યા; જેઠાણીને તો હું ભાર રૂપજ હતી. કારણ? હું જરા કાળી હતી. એમ સૌ કોઇ નહોતા કહેતા? હું રડતી; પૂર્વનાં સ્મરણો સંભારીને વિષેશ રડતી. તમારી પાસે આવતી, મારૂં દુ:ખ કહેતી; પણ તમોને તો હું ગમતીજ નહિ. નાથ! પછીનું તો મારા દુ:ખનુજ છે યાદ છે પેલી રાત્રી? ઑફીસેથી ઘેર આવતાંજ મેનાભાભીએ તમારા કાન ભંભેર્યા; તમે ઉશ્કેરાયા અને પછી? તમે મને નહોતી મારી? તે આખી રાત્રી હું ખૂબ રડી; ખૂણામાં પડી રહી. પણ તમોએ મારી જરા પણ દરકાર કરી? દરકાર નહિ પણ મારૂં કંઈ સાંભળ્યુએ ખરૂં? નહિજ. બીજે દિવસે મારને લીધે તો મારા સાંધા દુ:ખતા હતા. મેનાભાભીએ કહ્યું કે હું ઢોંગ કરૂં છું બા કહે કે હું નીતખોટી છું. અને તમે? તમે પણ તેઓનો પક્ષ નહોતો ખેંચ્યો? ન દેવાતી ગાળો સંભળાવી, ન કહેવાનું કહ્યું અને અધૂરામાં પૂરૂં તેજ વખતે બાજુએ પડેલો અધ્ધશેરો તમોએ મારા ઉપર ફેંક્યો. હું પડી ગઇ. મેનાભાભી હસતા હસતા ચાલ્યા ગયા. બા અને તમે રસોડામાં ગયા. હું એકલીજ રહી. અને રડી; ખૂબ રડી–પણ હતી કોઇને મારી દરકાર?

એક વખતનો એ પ્રસંગ હતો. શરીરમાં ઝીણો ઝીણો તાવ હતો, અને અશક્તિ પણ હતી. આરામને ખાતર હું જરાક સુતી, પણ તે મેનાભાભીને ન ગમ્યું. "જુઓને નીતખોટી થઈને સુતી છે." એમ કહીને કેડ ઉપર એક લાત લગાવી. એક તો શરીરમાં અશક્તિ તેમાં વળી કેડ ઉપર થએલી ઇજા, એટલે બોલવાની તાકાત મારામાં ન રહેતા, હું એમજ પડી રહી. સાંઝનાં તમો ઘેર આવ્યા, મેનાભાભી તો તમારી કને મારી પહેલાંજ પહોંચી ગયા. તમોને કંઈક કહ્યું કે લાગલાજ મારી પાસે આવ્યા. તે વખતે તમારા હાથમાં છત્રી હતી, તે પણ ઠીક કામ આવી. નાથ! યાદ છે તે વખતનાં પ્રહારો? મારી કંઇ પણ વાત તમોએ સાંભળી? મારો ગુનોહ શું હતો તે તમોએ મને કહ્યું? નાથ! તે વેળાએ તો ઇશ્વર પાસે હું મોતજ માગતી હતી. ઘરનો ત્રાસ મારાથી સહન નહોતો થતો. હું જીર્ણ થઇ ગઇ હતી. શરીરમાં તો ફક્ત હાડકાંજ રહ્યા હતા અને પાડોશણો પણ એમજ કહેતી કે "ગીરી, તું તો બહુજ લેવાઇ ગઇ છો." હું તેઓને શો જવાબ આપું? કંઇજ નહિ. "પત્નીને ત્યાં પતિનનો પતીજ" એ આશા પણ નષ્ટ થઇ. મારૂં દુ:ખ ઠાલવાનું કંઇ સાધન ન રહ્યું. એમજ કહોને—હું અબળા એકલીજ રહી.

નાથ! હવે તો હું વધારે લખીને તમોને તકલીફ નથી આપતી. હું રંગે કાળી છું અને તમને નહિ ગમું. એ સ્થિતીની જો અગાઉથીજ મને ખબર પડી હત, તો નાથ! હું તમોને પરણીને દુ:ખી નજ કરત!

નાથ! હવે હું જાઉં છું અને આ દાસીનાં છેવટનાં પ્રણામ સ્વીકારશો. પણ મારી એક છેલ્લી વિનંતી સાંભળશો?

કહું? નાહની જશુને ના દુભાવતા.

એજ,

લી૦ આપની ગીરી.

# કજોડું.

"ગંગાબાઈ! ઓ ગંગાબાઇ!"

"કાં, આવોને." ગંગાબાઈએ આવકાર આપતાં કહ્યું.

"ના, જઇશ. થયું કે, દર્શને જઉં છું, તે લે ને જરા ગંગાબાઇને મળતી જઉં; અને વધામણી પણ આપતી જઉં."

"વધામણી? શાની? કહો તો ખરા!"

"આપણી જયાનો સબંધ કર્યો."

"કર્યો? કો'ને ત્યાં?"

"જીવરામભાઇનાં મગન વેરે."

"ભલે, ભલે. ઠેકાણું તો બહુ સારૂં. છોકરી જરૂર સુખી થવાની."

"એ તો બાઇ! જેવા લેખ."

"પણ, મણીબાઇ! મુરતીઓ તો ના'નો, હો!"

"વાહ! તેથી શું થયું? આપણી જયા કરતાં પાંચ વર્ષે ના'નો છે. એ તો હોય, ગંગાબાઇ! એ વર્ષ લાગેજ તો. સુખીયું ઘર છે એટલે ગજું કરતાં વાર શી? પણ આવું પૈસાપાત્ર ઘર ઘડીકમાં હાથ આવે છે?"

"ના, બાઇ ના. એ તો આપણી જયાના સવળા નસીબ! જીવરામભાઈનાં જેવું બીજું પૈસાપાત્ર ઘર ગામમાં છેજ કયાં? લ્યો, મણીબાઇ! બહુ સારૂં થયું. એ તો બાઇ! આગલા ભવમાં કોઇ સારા પુન કર્યાં હશે, એટલેજ તો બાઇને આવું ઘર મળ્યું!"

મણીબાઇ મૌન રહ્યા.

"પણ, મણીબાઈ! જરા બેસો તો ખરા. પીટયું. વધામણી આપીને આમ પરબારાજ ચાલ્યા જશો? ચપટી બજર તો લો!"

"ના, ગંગાબાઇ! મોડું થઇ ગયું છે. દર્શનને 'ટેશ' આવી જશે. વળી બીજી વખત! લ્યો, જયશ્રીકૃષ્ણ!"

"જયશ્રીકૃષ્ણ!"

મણીબાઇનાં પતિ ગીરધરલાલ ગામની અદાલતના ચપરાશી હતા. પૈસે-ટકે સાધારણ સ્થિતીના હતા. તેમને જયા નામની એક પંદર વર્ષની કન્યા હતી. તે સુંદર હતી, દેખાવડી હતી, ચતુર હતી. ટૂંકમાં, સ્ત્રી-જાતિને જોઇતા સર્વ રૂપગુણોથી તે ભરપૂર હતી. ગુજરાતી સાત ચોપડી પૂરી કરીને તે હમણાંજ અંગ્રેજી પહેલા ધોરણમાં ગઇ હતી. ભણવામાં પણ તેની બરોબરી કરી શકે એવી એક પણ કન્યા શાળામાં ન હતી. તે ચાલાક હોવાથી ખૂદ તેની અધ્યાપિકા પણ તેના વિષે માન ધરાવતી; અને કયારેક કયારેક એમ પણ કહેતી:— "જયા! તું બહુજ ચાલાક છે. હો! મેટ્રીક સુધી જરૂર જજે. હું તારા બાપુજીને પણ કહીશ." પ્રત્યુત્તરમાં જયા શરમથી નીચું જોઇ રહેતી.

ગામમાં જીવરામભાઇનું ઘર પૈસા-પાત્ર લેખાતું. બે-ચાર વાડી, થોડાંક મકાનો અને એક ખેતર-એટલી જાગીરદારી તેઓ ધરાવતા હતા. પૈસો, પ્રતિષ્ઠા અને પ્રભુતા, એ ત્રણને લીધે ગામમાં તેઓ "મુરબ્બી" લેખાતા અને પોતે પણ તેથી મગરૂર રહેતા. સંતતીમાં, તેમને મગન નામનો એક દસ વર્ષનો પુત્ર, અને આઠ વર્ષની એક પુત્રી-મૂકતા. મગન લક્ષ્મિનંદનનો પુત્ર એટલે મોઢે ચડાઉ તો ખરોજ. ગુજરાતી બીજી ચોપડીમાંથી મહામુસીબતે ઉત્તીર્ણ થઇ રાજેશ્રી ત્રીજી ચોપડીમાં પડયા હતા. તે ભણવામાં શંખ હતો પરંતુ રમતગમતમાં શૂરો હતો. ભમરડો, એ તેનો નિત્યનો સહચારી હતો.

એક દિવસ રાત્રીનાં વાળુ કરીને હુક્કો તાણતા જીવરામભાઇ બેઠા હતા. તેમની પત્નિ હેમકુંવર પાન બનાવતી સામે બેઠી હતી. મગન પોળમાં રમતો હતો, અને મૂકતા સુઇ ગઇ હતી.

"કહું છું, કે હવે આપણે મગનનો ઝટ સબંધ કરી નાખીએ!" હેમકુંવરે પાન ઉપર ચૂનો ચોપડતાં કહ્યું.

"થશે, શી ઉતાવળ છે?" જીવરામભાઇએ હુક્કો ગગડાવતાં કહ્યું.

"ઉતાવળ? વાહ! ઉતાવળ કેમ નહિ? કાલની કો'ને ખબર છે? એ તો બા! રચ્યું રહી જાય અને થયું થઈ જાય. પૈસાદારનો છોકરો તે ક્યાં સુધી કુંવારો રહે?" હેમકુંવરે જોશમાં આવતાં કહ્યું.

"પણ હજુ તો મગનને વર્ષ દસ થયા છે!"

"કાંઈ વાંધો નહિ, વિવાહ જરા રહીને કરીશું."

જીવરામભાઇ હુક્કો ગગડાવતાં ચૂપ રહ્યા, અને હેમકુંવરને શું જવાબ આપવો, એ વિચારમાં પડયા.

"સમજ્યાને? વિવાહની શી ઉતાવળ છે? બે વર્ષ રહીને. પણ સગપણ તો મારે હવે આજકાલમાંજ કરવું છે." હેમકુંવરે જીવરામભાઇનાં હાથમાંથી હુક્કાની નળી ખેંચી લેતાં કહ્યું.

"હા, સમજ્યો. પણ ઠેકાણું?"

"ઠેકાણું? એ તો મારી નજરમાં કયારનું રમી રહ્યું છે; કન્યા પણ જેવી જોઇએ તેવી." હેમકુવરે કહ્યું

"કયું?"

"ગીરધરલાલ."

• ગીરધરલાલનું નામ સાંભળીને જીવરામભાઇ વિચારમાં પડયા. પોતે ગીરધરલાલને ઓળખતા હતા. ન્યાત–જાતમા તે પણ એક પીઢ પુરૂષ લેખાતો. પોતાના જેવો લક્ષ્મિવાન તે ન હતો, તો પણ સાધારણ સ્થિતીનો તો ખરોજ; એમ તેમને લાગ્યું. ઠેકાણું બધી વાતે શ્રેષ્ટ હતું, પણ ફક્ત એકજ વાતથી તેઓ અચકાયા. તે એ કે કન્યા મગન કરતાં પાંચ વર્ષે મોટી હતી

"પણ કન્યા મોટી છે, તે?" જીવરામભાઇએ આશ્ચર્યતાથી કહ્યું.

"છો ન રહી? ઢીંગલી જેવડી લાવીને શું લાભ કાઢવાનાં હતા?"

"અરે પણ આપણા મગન કરતાં પાંચ વર્ષે મોટી છે!"

"વાંધો નહિ. મોટીજ સારી તો. આવતાં વહેંતજ કામ ઉપાડી લે. આપણો મગન ક્યાં બહુ ના'નો છે? વરસ દહાડે તો એ પણ મોટો થઇ રહેશે! બાકી ઠેકાણું તો એ મને સોળેસોળ આના ગમે છે. મોકલાવો કહેણ?"

જીવરામભાઇ નિરૂપાય હતા. તેઓ સ્ત્રી–સત્તા આગળ તદ્દન અશક્ત બન્યા, અને કહેણ મોકલવાનું કબુલ કર્યું.

તેજ સાંઝનાં જીવરામભાઇનો ગોર ગીરધરલાલને ત્યાં ગયો. પતિ–પત્નિ બેઉ ઘેર હતા. આવો–બેસો વગેરે આદરસત્કારો આપીને ગોરમહારાજનાં આગમનનું કારણ પૃછ્યું. ગોરમહારાજે ધીરે પણ ગંભીરતાથી વાત છોડી. ને સાંભળીને ઉભય થોડોક સમય મૌન રહ્યા. તેમણે જોયું તો પોતાની પુત્રીનું માગું ગામની એક ધનાઢ્ય વ્યક્તિ તરફથી થતું હતું, અને આથી વધારે સારૂં ઠેકાણું ભવિષ્યમાં પોતાની પુત્રીને મળશે કે કેમ એ વિષેની શંકા ગીરધરલાલના હૃદયમાં થવા લાગી. તેમને ફક્ત એકજ વાતનો વિચાર આવતો–મુરતીઓ ના'નો. પણ તેથી શું થયું? સુખીયું ઘર છે એટલે એકાદ-બે વર્ષમાં તો યુવાનોની હારમાં આવી જશે, એમ તેઓ આત્મગત્ વિચાર કરવા લાગ્યા. જીવરામભાઇ જેવા પ્રતિષ્ટીત અને પૈસાપાત્રનાં ઘરનું માગું પાછું કરવું. એ ઘેર આવેલી લક્ષ્મીને પાછી ઠેલવા બરાબર હતું, એમ તેમને સ્પૃષ્ટ લાગ્યું. થોડો સમય વિચાર કરીને ગીરધરલાલે પોતાની પત્નિને પુછ્યું —' બોલો, શો વિચાર છે?"—' લ્યો, એમાં વળી પૂછવાનું શું? બાઇનાં અહોભાગ્ય કે ઘર બેઠા આવા ઉત્તમ ઠેકાણાનું માગું આવ્યું" કહી મણીબાઇ ચૂપ રહ્યા, અને પોતાનો વિચાર જ્યાને ત્યાંજ આપવાનો છે, એ ચોકકસપણે કહી દીધું. ગીરધરલાલ ચપરાશી, પોતાની પત્નિને સ્વયં વિચારને મળતી જોઇ ખુશ થયા. હવે તેમને વધુ રાહ જોવાની કંઇ જરૂર ન હતી. તુરતજ જીવરામભાઇનાં કહેણને કબુલ કર્યું, અને ગોરમહારાજને યથાશકિત દક્ષણા આપી. મીઠું–મોં કરાવી વિદાય આપી.

સગપણ થયું, સાકર વહેંચાણી અને સગાસ્નેહીઓ જમ્યા. ગામમાં સર્વ કોઇ જાણી ચૂકયું કે ગીરધરલાલની પુત્રી જયા, જીવરામભાઈના મગન વેરે અપાઇ. "કજોડું" એ ત્રણ અક્ષરો શરૂઆતમાં ત્યાં-ત્યાં સંભળાવા લાગ્યા, પરંતુ "વિસ્મરણને માટે દહાડા" એ સુત્રને આધારે ગામનાં માણસો પણ દિવસો જતાં તે ત્રણ અક્ષરોને ભૂલી ગયા.

× × × ×

"ગીરધરલાલ! ગીરધરલાલ છે કે?" ગીરધરલાલની દેવડીએ આવતાં જીવરામભાઇએ બૂમ પાડી.

"કોણ, જીવરામભાઇ? પધારો, પધારો!" કહેતા ગીરધરલાલ મેડીએથી નીચે ઉતર્યા, અને પોતાના વેવાઇનો હાથ ઝાલી ઘરની અંદર લઇ ગયા.

"ઓ હો! આજ તો અમારા ધનભાગ્ય કે અમ ગરીબનું ઘર આપે પાવન કર્યું." વેવાઇનો હાથ ઝાલી એક આસન ઉપર બેસાડતાં ગીરધરલાલે કહ્યું.

"હા, કંઇ કામ વગર અવાય છે?" આસન ઉપર બેઠક લીધા પછી જીવરામભાઇ બોલ્યા.

ગીરધરલાલે પોતાના વેવાઇની યથાશકિત સરભરા કરી. પાન સોપારી જમીને થોડોક સમય તો તેઓએ ગામની થઇ-ચકીની વાતો કરી; અંતે જીવરામભાઈ પોતાની મુદ્દાની વાત ઉપર આવ્યા.

"ગીરધરલાલ! વિવાહ! શો વિચાર છે?" જીવરામભાઇએ તપકીરનો સડાકો લેતાં પૃછ્યું.

"વિવાહનું નામ સાંભળતાં ગીરધરલાલ સ્વસ્થ થયા. તેઓ ધારતા હતા કે સગપણ પછી જીવરામભાઈ, વિવાહને માટે જરૂર બે એક વર્ષ થોભશે, પણ તેમનું ધારવું ખોટું પડયું; સગપણ પછી છ માસમાંજ જીવરામભાઇએ વિવાહની માગણી કરી.

"જીવરામભાઈ! આપણ ઉતાવળ શી છે? પોર કરીએ તો?"

"પોર? એ શું બોલ્યા? કાયાનો કંઇ ભરોસો? આજ છઇએ, પણ કાલની કો'ને ખબર છે? એ તો આજની ઘડી અને કાલની રાત! આવી વાતોમાં ઢીલ કરવામાં સાર નહિ." જીવરામભાઇએ ગીરધરલાલનો સાથળ થાબળતાં કહ્યું.

ગીરધરલાલ નિરૂપાય થતાં મૌન રહ્યા.

"જુઓને, ગીરધરલાલ! વિચાર કરવામાં માલ નહિ. કરો મંગળ! આવતી સાતમનાં સમૂરતાં. મૂહૂર્ત પણ મેં બરાબર જોવરાવેલ છે, એટલે વિચાર કરવા જેવું કશું નથી. ઘેરમાં પણ અમારી વેવાણને કહી દો." કહેતાં જીવરામભાઇ ઉઠયા. ગીરધરલાલનું ચાલે–ઉપજે તેમ હતું નહિ. એટલે ન છૂટકે પોતાના વેવાઇની ઇચ્છાને માન્ય કરવી પડી; અને 'સાતમના સમૂરતા' એ બે શબ્દોને બન્ને વેવાઇઓએ વારંવાર ઉચ્ચારીને ગોખણી ઉપર ચડાવી દીધા.

દિવસો નીકળી ગયા. સમૂરતા આવ્યા; અને ગયા પણ ખરા. માંડવા, શરણાગી અને વરઘોડો; એ હિંદુસંસારમાં લેખાતી ત્રણ મુખ્ય વસ્તુઓ. વિવાહ–એટલે કોઈ રીસાયું તો કોઇ મનાયું. અને ગોરમહારાજને પણ ફાવ્યા. બંને પક્ષ તરફથી તેમના તરભાણા ભરાણા.

જમણ–જૂઠણની વાત તો એક બાજુ. એટલે કે તેમાં પણ પાણીની પેઠે પૈસા વેરાય. ઘી–કંસાર કિંવા સાત વાનાની સુખડી એ વસ્તુઓનું જમણ જે શખ્સ કરે તેણે તો હોંસે વિવાહ કર્યો એમ લેખાતું. જીવરામભાઇએ પણ જમણવારમાં બાકી રાખ્યું નહિ. 'મોટા ઘરનો વિવાહ' એટલે કંઇ પણ કચાશ રહે તો ગામમાં વાતો થાય, સગા–સબંધીઓ ઠપકો આપે, અને વેવાઇ–વેલાઓ પણ વાતો કરે; એટલે જીવરામભાઇને કોથળીનું દોરડું પકડવું પાલવે તેમ ન હતું. તેમણે મોકળે હાથે છૂટ મૂકી. સગા–સબંધીઓ ત્રણ દહાડા સુધી ખુલ્લે મોઢે જમ્યા. પણ ન્યાતીલાઓ? તેઓ પણ એક દિવસ જમ્યા અને બીજે દિવસે તે જમણનું સાર્થક કર્યું." મોહનથાળમાં

તો બીજ નહિ. ચોખા હલકી કિંમતના હતા. ફલાણું આમ હતું તેમ હતું." ઇત્યાદી અનેક પ્રકારનાં વિશેષણો જમાડનારને જમનરા તરફથી મળ્યા. ધન્ય છે ન્યાતીલાઓને!

આજે 'પાણી–ગ્રહણ' પછીના બીજા દિવસની રાત્રી હતી. વરવધૂનું પ્રથમ મિલન કિંવા વરલની રાત્રી, જે કહો તે આજ હતું. ઘરના માણસો તેમજ અન્ય આપ્ત જનો થાકયા પાકયા બીછાનામાં ઘૂસવાની તૈયારી કરી રહ્યા હતા. "જયાવહુ! જાવ, મેડીએ સુઇ રહો." અડધી રાત્રી વિતી જવાથી હેમકુંવરે કહ્યું.

નવપરિણીત્ જયા એટલે મૂગ્ધા. તે શરમથી નીચું જોઇ રહી, અને ઓસરીનાં દ્વાર નજીક ઉભી રહી.

"અલી! એમાં શરમ શાની?" એક ટીખળખોડ સમ–વયી જયાનો હાથ પકડતાં બોલી.

જયા મૌન રહી.

"કેમ રે, શું અબોલા લીધા છે? એ–તો બા! અમારી પાસે અબોલા ના હોય. લેજે "એની" પાસે "કહી તે ટીખળખોડ, જયાને ઓસરી બહાર લઇ ગઇ.

"કાન્તા બ્હેન! એમ તે શું કહેતા હશો?" જયાએ સહજ કૃત્રીમ ગુસ્સો કરતાં કહ્યું.

"અરે વાહ! ચોરી અને વળી શીર જોરી!"

"બળ્યું, તમને તો ના પહોચાય."

"એ–તો પહોંચાશે" કહેતાં કાન્તા જયાને ઢસડી, મેડીએ લઇ ગઇ.

"એ, આવજો..." જયાને મગનનાં ઓરડામા ધકેલી દઇ સીડી ઉતરતાં ઉતરતા કાન્તા બોલી.

નવપરિણીતાઓ એકલા પડયા. જયા ઘૂંઘટ ખેંચી એક બાજુ ઉભી રહી; અને મગન એક ખુડશી ઉપર બેઠો. બેઠો કાનસ વતી પોતાનાં ભમરડાની ધાર ઘસતો હતો.

પાએક કલાક પછી તે પોતાનાં કામમાંથી નિવૃત થયો તેણે ઉંચું જોયું, જયા ઉભી હતી.

"કેમ, તું હજુ સુઇ નથી ગઇ? સુઇ જાને. ઉભી કેમ છે? મારે તો હજુ ભમરડો સરખો કરવાનો છે" કહી પુન: મગન પોતાના કાર્યમાં લાગી ગયો.

મગનના શબ્દો સાંભળીને જયા સ્તબ્ધજ થઇ ગઇ. તે એમજ સમઝતી હતી કે પોતાનો નાવલીઓ ભલે ના'નો રહ્યા, પણ છેક અરસીક નહિ હોય. પણ તેની ધારણા બધી ઉંધીજ થઈ. રસીકતાનાં કંઇ પણ ચિન્હો તેનામાં ન નીકળ્યા. પતિદેવ પોતાનો ઘૂંઘટ હોંશમા ને હોંશમાં ખોલાવશે, એ આશા પણ તેની નષ્ટ થઇ. એટલે વધુ વખત ઘૂંઘટમાં રહેવું એ ફોકટનું હતું, એમ તે સમજી. તુરતજ પોતાનો ઘૂંઘટ સ્વહસ્તે દૂર કર્યો, અને પતિદેવ પાસે જઇ ફિર્ના.

"હવે મૂકી દો એ ભમરડાને, તમે કંઇ ના'ના નથા!" જયાએ પતિદેવનો હાથ પકડતાં કહ્યું.

"કહું છું, કે તને સુવું હોય તો સુઇ જા. મને તો હજુ ભમરડો ઘસતાં અડધો કલાક લાગવાનો." મગને કહ્યું.

'એ-તો પછી પણ થશે" કહી જયાએ મગનના હાથમાથી ભમરડો છીનવી લીધો.

"ઠીક-લે, ત્યારે કાલે બનાવીશ" કહેતાં મગન પોતાના સહચારી ભમરડાથી છૂટો પડી, શયનાલય ઉપર સુતો.

પતિને રસીકતામાં ડૂબાડવા માટે જયાએ બે-ચાર રસીકતાની વાતો છોડી, પરંતુ તે અરસીક પતિ "મને તો ઉંઘ આવે છે" કહેતા અલ્પ સમયમાં ગાઢ નિદ્રામાં જઇ પડયો.

દિવામાંથી દિવેલ ખૂટયું-દિવાનો દેહ પડયો. સર્વત્ર તિમીરતા છવાઇ રહી; અને અડધા કલાક પછી તો મગનની ઘસઘસાટ ઉંઘના

ધસાટો સંભળાવા લાગ્યા. સાથે-સાથે, જયાનો ડુસ્કા-ભર્યો રૂદન ધ્વની પણ, તે ધસાટાનાં ધ્વનીની સાથે મળી જતો હતો.

× × × ×

બીજે દિવસે પ્રભાતનાં પહોરમા, એક આઠ વર્ષની બાલીકા "ભાભી! ઓ ભાભી! ઉઠો, ઉઠો. અમારા ભાઇએ એવા તે કેવા રસીયા બનાવી દીધા છે, તે આ 'નળીઆ તપ્યા' તો પણ ઉઠવાનું મન નથી થતું!" કહી, તે નવપરિણીતાઓના આરામગૃહના દ્વાર ઠોકી રહી હતી.

સંપૂર્ણ.